# શૂરવીર જયમલ.

( વાર્તા )

રચનાર

गोसांइ नारायणभारथी यश्वंतभारथी.

છપાવી પ્રસિદ્ધ કરનાર

દશરથલાલ ગંગારામ વ્યાસ.

"जगदेवपरमार नाटक अने केशरीचरित्र".

નો કર્તા – પાટણ.



અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૦

એજન્સી કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

ગીલ્ટના રૂ.૦-૧૨-૦ પાકા પુંઠાના રૂ.૦-૧૦-૦

કાચાના રૂ.૦-૮-૦ ટપાલ૦-૧-૦

૩૧૮૯

# શૂરવીર જયમલ.

( વાર્તા )

રચનાર

गोसांइ नारायणभारथी यस्वंतभारथी.

છપાવી પ્રસિદ્ધ કરનાર

દશરથલાલ ગંગારામ વ્યાસ.

"जगदेवपरमार"नाटक अने केशरीचरित्र"

નો કર્ત્તા—પાટણ.



અમદાવાદ.
મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૦
એજન્સી કં૦ "લિમિટેડ"ના પ્રેસમાં.
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૩. સને૧૮૮૭.

ગીલ્ટના રૂ.૦-૧૨-૦ પાકા પુંઠાના રૂ.૦-૧૦-૦

કાચાના રૂ.૦-૮-૦ ટપાલખર્ચ ૦-૧-૦

# પ્રસ્તાવના.

સંવત ૧૯૪૨ની સાલના સ્વદેશ વત્સલમાં અહીંના ગોસાંઈ નારાયણભારથી યસ્વંતભારથી તરફથી અપાએલી "શૂરવીર જયમલ" ની વાર્તા મારા વાંચવામાં આવી, આ વાર્તા અતિપ્રીય લાગવાથી મેં, મેહેરબાન નારાયણભારથીજીને કહ્યું કે, આ વાર્તા ઘણી સારી રચાઇછે, માટે તેનું જૂદું પુસ્તક છપાવ્યું હોય તો ઘણા લોકો લાભ લઈ શકે, આ વાત પોતાને કબુલ થઈ પડવાથી મને તા. ૨૮-૧૧-૮૯ ના રોજ પરવાનગી લખી આપીકે—

આ "શૂરવીર જયમલ" ની વાર્તા છપાવવાનો હક તમને આપી પરવાનગી લખી આપું છું. અને તે શુભ કામ તમારે કરવું. ઈ. ઈ.

ગોસાંઈ નારાયણભારથી યસ્વંતભારથીની કસાએલી કલમથી લખાએલી આ "શૂરવીર જયમલ" ની વાર્તા, વડોદરા રાજ્યના ડિરેકટર આફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન સાહેબે ઈનામમાં આપવા સારૂં વડોદરા સેંટ્રલ બુક ડીપો ખાતે રાખવા મંજુર કરીછે, એથી પણ આ પુસ્તકની અધિકતા વધારે જણાયછે.

રસિકપ્રિયાનું ગુજરાતી ભાષાન્તર પણ તેઓના હાથેજ થયુંછે. તથા હાલમાં સંસ્કૃત ઉપરથી "નિર્ભય ભિમવ્યાયોગ" અને "કરૂણા વજ્રાયુધ નાટક" બહાર પડ્યાંછે તે

પણ વાંચવા લાયક પુસ્તકોછે. શીવાય "પાર્થ પરાક્રમ વ્યાયોગ" છપાયછે. તેમ "વસ્તુપાળચરિત્ર" જૈનપ્રકાશમાં આવેછે. વળી અહીંના જૈનભંડારોમાંથી પ્રાચિન પુસ્તકો શોધાવી વડોદરે મોકલવા સંબંધીનું કામ પણ તેઓનીજ સુંપ્રતમાં છે, એટલે પ્રાચિન પુસ્તકોના અમુલ્ય ઇતિહાસો પોતાની દેખરેખમાં વધારે આવેછે, જેનો ઉપયોગ આવાં પુસ્તકો રચવામાં વાપરેછે એથી એઓ સાહેબને ધન્યવાદ ઘટેછે. એજ, તારીખ. ૧-૧૦-૮૭

પ્રસિદ્ધ કર્તા.



# शूरवीर जयमल.

## (वार्ता.)

મારવાડ દેશના પ્રખ્યાત તથા જોધપૂરના રાઠોડવંશના જોધાજી મહારાજના ક્રમાનુયીની એકશાખાના પ્રતાપી રાઠોડ જોગાજીત જેણે કુંભલમેરના મહારાજા સોહિન્નસિંહની બેન કુંભલનેરાથી લગ્ન કર્યું હતું. તે જોગાજીતે મેડતા નામે નગરની નાની સરખી રાજધાનીની લગામ પોતાના અખત્યારમાં લીધા પછી તેની સાથે તેના ભાઈ માલદેવ અને બીજા ભીમસિંહ એ બંનેને અણબનાવ થયો હતો તેથી તેઓ પોતાના બાપદાદાનું સંપાદન કરેલું વતન છોડીને દિલ્હીના દરબારમાં જઈ ભરતખંડના સૂર્યસમાન તેજસ્વી પાદશાહ અકબરના આશરા નીચે છેલ્લા વર્ગના સરદાર તરીકે નોકરીમાં દાખલ થયાં હતા, બાદશાહી રાસિયતમાં મેડતાના પટાવત સરખા હલકા મોભાવાળા સરદારની ભાવ એકાએક કોણ પૂછનાર હતું ? અને બાદશાહ સાથે વાત થવાનો વખત પણ હાથ લાગવો ક્યાંથી ? પરંતુ માલદેવ સ્વભાવે ક્રૂર અને વાચાળ હતો. વળી ચાલાક તથા સમયસૂચક હતો તેથી થોડી મુદતમાં તે અકબર આગળ માનીતો થઈ પડ્યો. તે એટલે દરજ્જે વધ્યો કે બાદશાહી

*આમખાસમાં પણ માલદેવની વાત પસંદ પડવા લાગી આમ થવાનું મુખ્ય કારણ તો એજ હતું કે બાદશાહના કટ્ટા દુશ્મન ચીતોડના રાણાની છુપી બાતમીયો મેળવીને તે અકબરની હજુરમાં ઝાહેર કરતો. અકબર જો કે જાતે વિદ્વાન્ અને નીતિ નીપુણ હતો તથા દુઃખમાં ઉછરવાથી તેણે ઘણા અનુભવ મેળવ્યા હતા. તેમ હીંદુ અને મુસલમાન વચ્ચે તેને દ્વૈતપણું હતું નહિં એટલે વગર વિચાર્યે પગલું તો ભરે તેવો નહોતો પણ પોતાનો [1]સ્વાર્થ સાધવા સારૂજ તેણે તેને પાસે રાખ્યો હતો અને તેને કેટલીક ફોજનો સરદાર બનાવ્યો હતો. આ સમયે પોતાના ભાઈ જોગાજીત ઉપરની દુશ્મનાઈ તે ભૂલી ગયો નહોતો. જોગાજીત પણ સ્વભાવે ગંભીર હતો તથા રૈયતના રક્ષણ માટે જોઇતાં સાધનો મેળવતાં કોઈ પ્રકારના ખર્ચથી ડરતો નહોતો, અને રૈયતને સર્વ પ્રકારે રાજી રાખતો હતો આ વાત અકબરના જાણવા બાહાર નોહોતી. તેમજ જોગાજીતને ચાર કુંવર હતા તેમાં સર્વથી મોટો જેમલ અથવા જયમલ હતો તે પોતાની અગિયાર વર્ષની ઉમ્મરમાં અકબર પાસે સરદાર વર્ગમાં નોકરી કરતો હતો. તે ઘોડાની સવારીમાં કુશળ હતો, તથા સીકાર વખતે સર્વ પ્ર-

---

* ખિલ્વતમાં.

૧ તુલસીદાસ કહે છે—सूरनर मुनीकी यह रीती, स्वारथ देख करे सब प्रीती.

કારના આયુધો સજીને ભાલાની રમતથી પાદશાહને ખૂશી કરતો. વળી કોઈ વખત રજપૂતોની બહાદૂરોની વાતો કરીને ઉમ્મર ને શરીરના પ્રમાણુ કરતાં વધારે જુસ્સો બતાવતો હતો, તેથી અકબરની આખી સભા આ બાળક ઉપર ખૂશી રેહેતી હતી. એક દિવસે ખૂશીની વખતે જેમલને અકબરે પૂછ્યું કે તું મારી સાથે કુસ્તી કરવા તૈયાર છે? જેમલ બોલ્યો આપ કોઈ પ્રકારના કપટથી મને ન મારો તો આપના કેહેવા પ્રમાણે કરવાને હું ડરતો નથી. આ જવાબ અકબરના જીગરમાં જામી ગયો હતો. પણ તેનાપર કોઈપ્રકારે દ્વેષ રાખ્યો નહોતો. તેથી જોગાજીત વિરૂદ્ધ માલદેવની ચાડી કોઈપણ રીતે ચાલતી ન હતી. આ સમયે રાજપુત્રોમાં જયમલની કીર્તિ ઘણા મુલકમાં પ્રસરતી સાંભળવામાં આવી તેથી બુંદીના મહારાજા છત્રસાલેએ પોતાની પુત્રી નામે શશિવદનીનું લગ્ન જયમલ સાથે કરવું ઠરાવી પોતાના પુરોહિતને‡ નાળિએર સાથે કુમકુમ પત્રિ આપીને મેડતે મોકલ્યો. તેણે આવીને જોગાજીતને ખબર આપી. જોગાજીત ખબર સાંભળતાંજ અત્યંત ખૂશી થયો. પછી તેણે દિલ્લી ખબર મોકલી અને ત્યાંથી જયમલને તેડાવ્યો. તે આવ્યો એટલે જાન સજ્જ થઈ ને બુંદી જઈને થોડા દિવસમાં *હાડાની કન્યા પરણીને મેડતે આવ્યા.

---

‡ કુળગોર.

* રજપૂત વંશમાં 'હાડા' નામ ઠરવાનું કારણ હાડોતી

દૂર પલ્લાની મુસાફરીના કારણે જોગાજીતને ક્ષયરોગ ઉત્પન્ન થયો, તે દિવસે દિવસે વધવા લાગ્યો અને અંતે કાળને વશ થઈ આ ક્ષણિક સંસારનો ત્યાગ કરી સ્વર્ગવાસ કર્યો. ત્યાર પછી લઘુવયનો જેમલ જેણે બાળપણમાં પરદેશ ભોગવેલો તથા જેણે પરતંત્રપણે કુશળતા મેળવેલી હતી અને જેણે પોતાની ઉમ્મરના પ્રમાણમાં રમત ગમતમાં કોઈપણ સ્વતંત્રપણું ભોગવ્યું નહોતું, તે સિંહ સરખા બા-

---

મુલકમાં રહ્યાનું કેટલાક બતાવે છે, અને કેટલાએક એવું અનુમાન કરેછે કે હાડાવંશના રજપૂતોનો જથો તે દેશમાં વધારે હોવાથી તે દેશનું હાડોતી ઉપનામ પડ્યું હશે પણ ઇતિહાસ ઉપરથી બંને મતો જુદા પડેછે.

દંત કથા જેવી કેટલીક એવી વાત કહેછે કે પરશુરામના યુદ્ધમાં ક્ષત્રિઓમાં કોઈ ન રેહેવાથી રાક્ષસોનો ઉપદ્રવ પૃથ્વીમાં વિશેષ થયો. પછી ક્ષત્રિયવંશ પેદા કરવા સર્વ દેવોની ઇચ્છા થઈ તેથી આબુ ઉપર જ્યાં વશિષ્ટરૂષી હતા ત્યાં તે મુની પાસે આવી સ્તુતિ કરી. વશિષ્ટના અગ્નિકુંડમાં પ્રથમ ઇન્દ્રે આહુતીવડે એક તેજસ્વી ક્ષત્રિય ઉત્પન્ન કર્યો. તે માર માર કરતો નિકળ્યો. તેનું પરમાર નામ રાખ્યા તેને ઉજ્જયનીનું રાજ્ય આપ્યું. ત્યાર પછી બ્રહ્માની ઇચ્છાવડે ઉત્પન્ન થયો તેનું નામ ચાલુક્ય (સોળંકી) ઠરાવ્યું. અને રૂદ્રવડે થયો તેનું નામ પરિહાર (પઢીઆર) રાખ્યું. છેલ્લી વખત વિષ્ણુએ ઉત્પન્ન કર્યો તેને ચાર હાથ હતા તેથી તેનું મૂળ નામ 'ચતુપાંણુ' ઠરાવ્યું. તે શબ્દ કાળે કરી અપભ્રંશ થઈને ચહુવાણ થયો. વળી તેથી

જકને પોતાના પિતાના મરણ પછી રાજ્યરૂપી પિંજરાનો અસહ્ય બોજો ઉઠાવવાનો માથે આવ્યો. રાજ્ય ચિન્હો જેમલે ધારણ કર્યાની ખબર વાયુવેગે દિલ્લી જઈ પહોંચી. તે વાત તેના કાકા માલદેવના સાંભળવામાં આવી તેજ વખત બંને ભાઈએ અકબર પાસેથી રજા લઈને તાબડતોબ મેડતે આવી પોતાની હવેલીમાં મુકામ કર્યો, પણ જોગા-

પણ વિશેષ અપભ્રંશ થઈને ચહુવાણ અથવા ચુવાણ થઈ ગયો. તે ચહુવાણનો પ્રથમ પુરૂષ આનળ થયો. તે આનળ=અનળ=અગ્નિ કહીએ તો ચાલે. આનળના ક્રમાનુયાયિ ભાનુરાજ થયો, તે રાક્ષસોની લડાઇમાં મરણ પામ્યો તેથી તેના વંશમાં ભારે શોક થવાથી તેની કુળદેવી આશાપુરીએ તેનાં અસ્થિ 'હાડકાં' એકત્ર કરાવી જીવતો કર્યો, તેથી તેનું નામ અસ્થિપાળ પાડ્યું; તે ઉપરથી હાડના હાડા થયા, એમ લોકો કહેછે. આ બધું માની શકાય તેવું નથી પણ તે કરતાં મજબૂત ટેકો આપનાર તો અસ્થિપાળની પાછળ ક્રમાનુયાયિ "હારારાય" ઇ. સ. ૧૩૪૧ ના આગળ પાછળ થયો તેના પછી હાડાવંશ ચાલ્યો કહેવાય છે.

હારા શબ્દનો અપભ્રંશ હાડા થવાનો સંભવછે, કેમકે ચહુવાણના ચુવાંણ થયા એટલો અપભ્રંશ આ હારા શબ્દમાં થયો નથી, તેમજ ભાષાએ કરીને ડાનોરા અને રાનોડા થાય છે, તેથી વ્યાકરણની રીતિમાં દોષવાળો શબ્દ કહેવાય નહીં. માટે હારા ઉપરથી હાડા થયા. તે જે દેશમાં વસેછે તે દેશનું તેમની શાખાને અનુસરીને હાડોતી નામ પાડ્યું હશે.

જીતના લોકાચારે માટે આવ્યા નહીં, માટે જેમલે પોતાની માતાને પૂછ્યુ કે કાકા ઉઠામણે કેમ આવ્યા નથી ? રાજ્યમાતા બોલી કે તારા કાકા રીસમાંછે માટે ચાર દિવસ પછી આવશે. માલદેવને કેવા પ્રકારની રીસ છે તે જેમલના જાણવામાં નહતું; તેથી પોતાની માની રજા લઇ જેમલ, ઇશ્વરસિંહ, જગમલ, અને ચંદ્રસેન આ ચારે ભાઈ, પોતાના કાકાને મજરો કરવા ગયા. તેમને આવતા દેખી રજપૂતી ધારા પ્રમાણે માલદેવે અતી આદર પૂર્વક તાજીમ આપી પોતાની જમણી બાજુપર બેસાડી સંસારિક સુખ સમાચાર પૂછ્યા. પછી વિદાયગિરીનાં પાન ગુલાબ આપતી વખતે કપટ ભાવથી કાકાજી બોલ્યા કે બેટાઓ !! તમારી હજી નાદાન ઉમ્મરછે, માટે એશ આરામ કરો, શિકાર રમો, શાસ્ત્ર શ્રવણ કરો, શસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરો, તમારાં એજ કર્તવ્ય કર્મોછે વાસ્તે અમારા મુજરામાં નકામો વખત ખોવો દુરસ્ત નથી. આજથી તમારો મુજરો માફછે ! (મુજરો માફ કરવાનો મતલબ ઘાટ ઘડવાનો હતો) કાકાજીનાં ઉપદેશી વચનોથી જેમલ ખુશી થયો અને બીજા ભાઇઓને કેહેવા લાગ્યો કે આવા સદ્ગુણી કાકા છતાં પિતાજીએ ગેરવિચાર્યું પગલું ભરી દુઃખાપણીમાં રાખ્યા એ બહુ દિલગીરી ભરેલી વાતછે.

જેમલ પોતાના મુકામે આવ્યા પછી માલદેવના મનમાં બમણો અગ્નિપેદા થયો; તે બુઝવવાના શોધમાં ગુંચાઈ

પોતે એમ ધારતો હતો કે, મારા શત્રુના ખીલેલા બાગને સુકવ્યાવિના સુખ પ્રાપ્ત થનાર નથી. પણ અરે !! અબુધ તારા મનના તરંગરૂપી ખાબોચીયામાં આ નિર્દોષ બાળકોને ડૂબાવવા ધારેછે એ તારી મૂર્ખાઇવિના બીજું શું કેહેવાય ? જેણે અપાર જળના ભરેલા સમૂદ્રમાં ડૂબતા ગજેંદ્રને ઉગારી લીધો હતો, તે ઇશ્વર તેમનું રક્ષણ કર્તા છે; તેની આગળ તારૂં શું ચાલનારછે ? અરેરે !! જેમલ જેવા વીરક્ષત્રિ બચ્ચાને વિષપ્રેયોગવડે મારી નાખવા ક્રુર કાકા માલદેવે યુક્તિ રચીને દિલ્હીમાં પોતાની પાસે રેહેનારે હજુરી હજામ રામજીને બોલાવી કહ્યુંકે, આપણા નગર વિષે એક ચંપાની ડાળિયો બોળો વિસ્તાર પામેલી છે, અને તે અતી દુઃખદાયીછે માટે તેને કાપીને દુરસ્ત કરી આપેતો, તને હુંશિયાર માળી સમજીશ, એટલેથી બસ નથી પણ તેના મેનતાણા બાબત તને યોગ્ય બદલો આપવામાં આવશે કે જેથી તારા કીસબની તારા વંશમાં જરૂર રેહેશે નહીં. રામજી—(માલદેવને) આપ મ્હોઢેથી બોલોછો તે રીતે જેમલ રાઠોડ મરનાર નથી ને કદાચ ઇશ્વર ઇચ્છા એવીજ હશે તો પછી મેડતાનું રાજ્ય સંભાળનાર રાઠોડની માતાએ બીજો એવો જેમલ જણેલો નથી, માટે તમારે તેવું કામ કરવું ઘટતું હોયતો તમે કરો. પણ આપને આવું કૃત્ય કરવું ઉચિત નથી અને હું પણ એવા અઘોર પાપમાં પડનાર નથી.

**માલદેવ**—અરે! નીમકહરામ રામજી! મેં અનેક પ્રકારનાં કાર્યો કરવા તારી મદદ જે જે વખતે માગેલી તે તે વખતે આપતાં ચૂક્યો નથી, તથા મેં કરેલાં કૃત્યો તારાથી ગુપ્ત રાખ્યાં નથી. અને હવે પછી જે કામો કરવા ધારૂંછું તેમાં તારી સહાયતા વડે હું ફતેહ પામવાની આશા રાખું છું. તે પેહેલાં તું માનશુકન (અપશુકન) કરેછે એ બહુ ખેદકારક છે, માટે બહુ સાવચેતીથી જવાપ આપજે.

**રામજી**—આપ જે કામ કરવા મને હુકમ કરોછો, તે કામ કરતાં અવલ મને ઘણો મોટો વિચાર આવેછે તે એ છે કે ચારે કુંમારને મારી નિર્વંશ કરી સ્મશાનમાં અગ્નિ સંસ્કાર કરવા આપ જશો!! તે વખત આપના શરીરનું જીવિત ક્ષણિક છે એવું જ્ઞાન થશે, તેથી અતિ પશ્ચાત્તાપ ઉત્પન્ન થશે. એટલુંજ નહિ પરંતુ આપના મરણ પછી અગ્નિસંસ્કાર કરનાર તથા આ ચાર વિના બીજા ચાર ઉપાડનાર આપે કોણ પેદા કરી રાખ્યા છે?

**માલદેવ**--(પોતાના ભાઈ ભીમસિંહ સામુ જોઇને) અરે! કમજાત હરામ તું ગુલામની જાત, જેમલના પેહેલાંજ મને મરવાની ધારણા રાખેછે, પણ તે પેહેલાં તુંજ હતો ન હતો કરવાને મને કાંઈ મુસકીલ નથી, ધિક્કાર છે તને! (ભીમસિંહ સામે ગુસ્સાથી લાંબો હાથ કરીને) અરે! ભીમસિંહ પ્રથમ આ રામજીનું માથું કાપો, અને પછી જેમલનું.

રામજીના બોલવા ઉપર માલદેવ અતિ ક્રોધાંધ થઈ દાંત પીસતો ને મુછ મરડતો તરવારના મ્યાન ઉપર હાથ પછાડી ઉભો થયો. શરીરમાં કંપ અને સ્વેદ (પરસેવો) છૂટવા લાગ્યો. તથા લાલનેત્રો થઈ ગયાં. આ દેખી રામજી હજામની ચકોર* જાતે વખત ઓળખીને ફરી પાઘડી બાંધી અને પોતાના બોલેલા શબ્દો ઉલટાવી અરજ કરી કે, મહારાજ! મારા બોલવાનો ભાવાર્થ એવોછે કે, મોઢે બોલવાથી જેમલ મરનાર નથી, માટે કાંઇ યુક્તિ રચવી જોઇએ. તે યુક્તિ એવીછે કે હું જે ઓજારોથી હજામત કરૂંછું તેને ઝેરનું પાંણી ચડાવી આપો એટલે આપનો ધારેલો વિચાર પાર પડી જશે. રામજીની આ યુક્તિ માલદેવને પસંદ પડી તેથી તેના કેહેવા પ્રમાણે કરી આપી પોતે શાન્ત થયો. ત્યાર પછી જેમલની હજામત કરવાને બાને રામજીએ રસ્તે ચાલતાં વિચાર્યું કે જેમલ જેવા શૂરવીર બાળક ક્ષત્રિને મારી નાખ્યા. પછી તેના જેવો ફરી નીપજનાર નથી અને મારા જેવા સેંકડો નોકર માલદેવ રાખશે ને સેંકડોને કાહાડશે પણ સમય સાચવવો એજ શાંણપણ છે. માટે બેહેતરછે કે મારા જેવા પેટભરૂ નોક-

---

*નરમાં નાઇ, પંખેરૂમાં કાગ; પાણીમાંનો કાચબો, એ ત્રણે દગાબાજ.

વળી—नराणांनापितोधूर्त्तः, पक्षिणांचैववायसः

चतुष्पदांशृगालस्तु, स्त्रीणांधूर्त्ताचमालिनी.१

રના પ્રાણ જતાં જેમલનો બચાવ થાય એજ સાર્થક છે, એવા મનસુબા કરતાં અને ચાલતાં જેમલની કચેરી નજીક ગયો. તે વખત રામજીનો ચેરો બીલકુલ ફીકો પડી ગયો હતો અને આંખમાં કાંઇક પાણીનો ભાગ દેખાવા લાગ્યો તથા ગદ્ ગદ્ કંઠે થયો હતો. તે દેખી જેમલે પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, આજ કાકાજી તરફથી એવી શું મોટી ચીજ મળીછે કે આનંદનાં આંસુ આવી રહ્યાંછે તેથી જવાર પણ કરતો નથી ! અને આટલા મોટા ઘુમંડમાં કોના ઉપરે ફરેછે?

રામજી—કાકાજી તરફથી જે ચીજ મળે તે આપના માટેજ હોય !

જેમલ—(હસીને) કાકાજીએ ઘણાં વર્ષ દિલ્લીમાં રહીને ભત્રીજા માટે એવી શું ભેટ મોકલી છે કે તેં બગલમાં દબાવી રાખીછે ?

રામજી—કાકાજીએ ભેટ તરીકે મોકલેલી કિંમતી ચીજ આપને ન આપું તો પછી તે મારા માટે છે !!

જેમલ—રામજી તારા બોલવાનો ભેદ કાંઈ ઊંડો સમજાયછે.

રામજી—આપણે દિલ્લીમાં હતા ત્યાંસૂધીજ ઊંડો હતો.

જેમલ—(પોતાના ત્રણે ભાઈ સામું જોઇને) દિલ્લીમાં જે માણસ કાંઈ મુદત રેહેછે તે લફંગાઇમાં પૂરો, જીભનો છૂટો થાયછે, તેની સાથે બેશરમાપણું વધારે પ્રાપ્ત થાયછે.

રામજી—આપની સંગાથે એવી રીત રાખ્યા વિના છૂટકો નથી,

જેમલ—તારી બગલમાં તેં શું દબાવી રાખ્યુંછે ?

રામજી—(થોડી તોતળી જીભે) ક્ષત્રિયવંશનું રા...ક્ષણછે!!

જેમલ—(હસીને) ક્ષત્રિ લોકોનું રક્ષણ હજામોની બગલમાં રેહેછે ?

રામજી—(નિશ્વાસ નાંખીને) હાલનો પ્રસંગતો એવોજછે!

જેમલ—રામજી તું દિલ્લીમાં રહીને તારા ધંધામાં કુશળ થયો હશે માટે ચાલ મારી હજામત કર.

જેમલની હજામત કરવા રામજીએ પોતાનાં ઓજારો કાહાડયાં, તે જોઇ મોટો નિશ્વાસ નાખી માથું હલાવી સોરઠા બોલવા લાગ્યો.

સોરઠા.

મુરધર[1] દેશ મઝાર[2] કપટાંરા[3] નાડા[4] ભર્યા;
ઓ' સમદર[5] રૂપ સુવાર[6], દયા ન આવે રામડા[7] ! ૧
જિહાં સત[8] હીણા સીરદાર, મુત[9] હીણારે' માનવી;
અંધ ધુંધ સીરકાર, રામ રૂખાળો[10] રામડા. ૨
ગોલા ઘણા નજીક, અધપતિયા[11] આદર નહીં;
તીણ ઠાકરે ઠીક, રણમેં[12] પડસી રામડા. ૩
કૂડા[13] નિલજ કપૂત, બાળકે બાથે[14] પડે;
અસડા[15] પૂત નિપૂત,[16] રાંડ જણે કયું રામડા. ૪

૧ મારવાડ ૨ મોઝાર. ૩ કપટના. ૪ તળાવો. ૫ સમુદ્ર. ૬ હજામ. ૭ રામજી. ૮ સત્ય. ૯ મતિ. ૧૦ રખવાળું કરનાર રક્ષણીય. ૧૧ રાજાઓ. ૧૨ યુદ્ધમાં ૧૩ જુઠા ૧૪ લડે બાથ ભીડીને. ૧૫ એવા. ૧૬ કપૂત.

**ભાવાર્થ**—મારવાડ દેશમાં કપટોના ખાડા (તળાવો) ભર્યાછે, પણ આ સમુદ્રરૂપી કપટ કરતાં અરે! રામજી હજામ તને દયા આવતી નથી? જે ઠેકાણે સત્યહીન સરદાર અને બુદ્ધિ વિનાના મનુષ્યો રહેછે તથા રાજ્યમાં અંધાધુંધી હોય ત્યાં રામ વિના બીજું કોઈ રક્ષણ કરનાર નથી એમ રામજી કેહેછે, ૨ ગુલામ જેવા હલકા લોકો જેને સલાહકાર હોય ને અમીર સરદારોને આદરે પણ મળે નહીં, તેવા ઠાકોરને યુદ્ધના પ્રસંગમાં હેરાન થવું પડશે. ૩ જૂઠા નિર્લજ્જ કુપુત્ર જે બાળક સાથે લડનાર એવા કુપુત્ર પુત્રને રામજી કહેછે રાંડ કેમ જણેછે? ૪

રામજી જેમલના માથાના વાળ પલાળી મસળવા લાગ્યો એટલે આંખમાંથી આંસુની ધારા ચાલી. તે વખત કચેરીના સામે અંતઃપુરમાં બેઠેલી જેમલની માતાએ દેખીને રામજીને કહ્યું કે અરે! રામજી મારા પ્રાણથી પ્યારા નિર્દોષ કુમળી વયના બાળક જેમલને થોડી મુદત પર્યંત રાજ્ય કરવા દઈશ તો પ્રભુ તારૂં કલ્યાણ કરશે, અને તારા જાણવામાં હશેજ કે મનુષ્યે જગત્‌માં ક્ષણીક જીવિતનું જે ફળ મેળવવાનું છે તે રસ્તે ચાલતા કામ, ક્રોધ, મદ, લોભ, મોહાદિ જે મનુષ્યોના કટ્ટા શત્રુઓ તે અવળો રસ્તો બતાવેછે, પણ જેના અંતઃકરણમાં દયાદેવિનો વાસ છે તે ગમે તેવાં કૃત્યોમાં પ્રવૃત્ત થયો હોય તોપણ તેને દયા અટકાવી શકેછે, વળી લોભરૂપી નદીના વેગમાં જે માણસ ખેંચા-

ઇને દુર્ઘટ કામો કરેછે તે પરિણામે ઘોર નર્કવાસિ થાયછે. એ બાબત આપણા સેંકડો કુશળ કવિયોએ વેદ, વેદાંત શ્રુતિ, સ્મૃતી, અને પુરાણાદિમાં હજારો ચાબુકરૂપી દૃષ્ટાંતો આપી મૂક્યાંછે, એટલે આ વખત રામજી !! અરે! રામજી તને વધારે કેહેવું દુરસ્ત નથી ! રાજ માતાના કરૂણા ભરેલા શબ્દો સાંભળીને તુરત હજામનાં સર્વ ઓજારો રાજમાતાના ખોળામાં નાખ્યાં, તે દેખી ગભરાયાં અને ચમકીને પૂછતાં માલદેવનાં રચેલાં કાવતરાં જાહેર કરી રામજી બોલ્યો કે—આ વખત જેમલને મેં બચાવ્યો છે, પણ હવે પછી બચનાર નથી માટે થોડા દિવસ સૂધી તેના મોસાળમાં ગુજારો કરવો, એટલે માલદેવના મનથી ટાડા પાણીએ ખસ ગઈ સમજશે, અને ઉમ્મર લાયક થયા પછી પોતાનું સુઝતું જેમલ કરશે. આ ઉપરથી રાજમાતા સમજ્યાં કે, રામજી નાપિક છે તથાપિ અક્કલવાનછે, માટે તેની શિખામણ પ્રમાણે આ રાઠોડવંશનું રક્ષણ થતું હોયતો દેશ ત્યાગ× કરવો દુરસ્ત છે. દુનિયાં વિષે પશુવર્ગમાં ભૂખ વેઠવાની જેવી સહન શક્તિછે તેવી અન્ય જાતિમાં નથી તથા વિપત્તિ વેઠવાની સહનશક્તિ અને ધૈર્યપણું ક્ષત્રિયવંશમાં હોયછે તેવું બીજામાં નથીહોતું.

---

×त्यजेदेकंकुलस्यार्थे, ग्रामस्यार्थे कुलंत्यजेत्;
ग्रामंजनपदस्यार्थे, आत्मार्थे पृथिवीं त्यजेत्. १

કુંભલનેરાએ [1]રામજીનું કપટ રહિત મન દેખીને તથા ભવિષ્યની નીશાની ઉપર લાંબો વિચાર દોડાવી પોતાથી બન્યો તેટલો બંદોબસ્ત કરી રથ ઘોડા ને ખજાના સહિત બાળકોના રક્ષણ માટે ભરૂસાદાર રજપૂતો સાથે રાખી રાતની વખતે મેડતા ખાલી કરી પોતાના પિયર કુંભલમેરનો રસ્તો હાથ કર્યો. ભાદરવામાં પીત્રીના દિવસો એટલે પીશાચોથી ભયંકર મધ્યરાત્રીનો વખત હતો, તેમ આકાશ બડા આડંબર સાથે વાદળાંથી છવાએલો હતો, ઝરમર ઝરમર વરસાદ આવતો હતો, ઇશાન કોણમાં વીજળી પોતાના પૂર્ણ જોશમાં ઝબકારા મારી રહીછે, આની કોર વાઘ આદિ ભયંકર પક્ષીઓ ચિસો પાડી રહ્યાંછે. તેવી વખતે માલદેવના જાણવામાં આવ્યું નહીં; કેમકે રામજી હજામના ભરૂસા ઉપર કાયમનું સુખ માની જેમલને સ્મશાનમાં લઈ જવાના સમાચાર વેહેલા આવશે !! એવા હેતુથી નિશ્ચિંતપણે નિદ્રામાં તે ઘોરતો હતો, પણ સવારેમાં તેના મન ભાવતા સમાચાર સાંભળતાંજ વિના મહૂર્તે રાજ્યસત્તા ધારણ કરી બેઠો.

હવે કુંભલનેરા ઉપર અનાયાસે તુટી પડેલી વિપત્તિનો અંત આવતાં સૂધી પોતાના પિયર જેવો થાડો સંબંધ છતાં

---

१ मन मैला तन ऊजला, बुगला कपटी अंग;
तातें तो कौवा भला, तन मन एकाहि रंग. १

પારકે ઘેર દુઃખે પાપે પેટ ભરવાનો વખત આવ્યો.[1] કેહેવત છે કે "પિયરની પાલખી કરતાં સાસરીની શૂળી સારી" પણ શું કરે ! ભોજાઇઓનાં મેણાં ખમવાનો અણધાર્યો વખત આવી પડ્યો તે સહન કર્યાવિના છૂટકો નહોતો. ઈશ્વરી સત્તા આગળ કોઇનો ઉપાય નથી. એ સત્તા આગળ શાંણપણ કશી વિસાતમાં નથી. મેડતે આવતાં અતિ હર્ષથી કુંભલમેરનાં વૃક્ષોની શાખાઓ ધિરે ધિરે દેખાની બંધ થઈ હતી. તે ઝાડો શોકના વખતમાં જલદી નજરે પડવા લાગ્યાં !! જે વખત બરાબર પાંચ ગાઊથી કુંભલમેરનો કિલ્લો દેખાયો તે વખત તે ઠેકાણે મુકામ કરવા બાળ મહારાજા જેમલે હુકમ આપી વિચાર કર્યો કે, આપણા ઉપર વિકટ વખતનો બોજો આવી પડવાથી આપણે આવા ઉપાયો યોજવા પડ્યા છે, તોપણ મામાજીના અંતઃકરણમાં આવા પ્રસંગે આપણા ઉપર કેટલો સ્નેહછે. તે જોવું. એટલુંજ નહિ પણ આદર* વિના કોઇને ઘેર

१ भर्त्ताचरामोजनकःपिताचगुरुर्वशिष्ठःसकलार्थसिद्धिः
सुखंनलब्धंनतुसीतयापिवलीयसाकेवलमीश्वरेच्छा. १

*दूहा, आव नहीं आदर नहीं, नहीं नेनुंमें नेह;
वा घर कबू न जाइये, कंचन बरषे मेह. १

आव पुनी आदर जीहां, हे नेनुंमें नेह;
ता घरको नित जायबो, पथ्थर बरषे मेह. २

જવું તેપણ સારૂં નહિ. વળી ગયા ને અપમાન થયું તો તે અપમાન ક્ષત્રિયવંશથી પછી સહન થાય નહીં, માટે એક પત્ર મામાને લખવો. એમ ધારીને જેમલે પોતાના મામાને "માન્ય ગર્વિત." પ્રથમ એક પત્ર લખી ખબર આપી.

"સ્વસ્તિ શ્રી કુંભલગઢપતિ માહારાજા મામાજીની સે-"
"વામાં મેડતાવાસી મુસાફર જેમલના પ્રણામ સાથે"
"કુશળ સમાચાર પહોંચે. વિશેષ વિનંતિ કે ક્ષત્રિવંશ માટે"
"જન્મ લેતાંજ વળગી પડેલી વિપત્તિ [1]વિનાવપુની"
"છતાં મોટા પર્વતોના તિક્ષણ શૃંગો જેવા જેના ક્રૂર સ્વ-"
"ભાવે અન્યાયના આડંબરો જે આકાશની હદ ભોગવેછે"
"તેણે મારા ઉપર અસહ્ય બોજા સાથે ગડગડતા મોટા"
"વાદળનો ઘેરાવો વિના અપરાધે લાવી ઝોકાવ્યોછે. તે"
"દૂર થવા માટે જોઇતાં સબળ સાધનો અમારા પાસે નથી"
"અને અમે નાની વયના સર્વના સમજવામાં છીયે પણ"
"સિંહની ગણનામાંથી નિકળી ગયા નથી. તેમજ જેણે અ-"
"મારા ઉપર અમલ જારી કર્યોછે તેની ધાસ્તીથી ડરીને"
"હું બીન આશ્રિત કોઇના આશ્રયની જરૂર છે એમ"
"માનીને તથા મારૂં પોષણ થવા સરખું હવે કોઈ ઠેકાણું"
"રહ્યું નથી, તેમજ મારા પ્રારબ્ધના આવા બારિક વ-"
"ખતે બીજું કોઈ [2]સહાયભૂત નથી તેથીજ આ રસ્તો"

---

૧ શરીર.

૨ जाह्नसुताहरिकेयहसुंदर चंद्रगिरीशललाटप्रवीन्यो,

"શિવકારી આપની રાજ્ય હદમાં આવ્યો છું એનું કારણ"
"મારા ઉપર ગુજરેલા સંકટમાં દુઃખના દિવસો દૂર કરો"
"ઉદર નિર્વાહ કરવા તથા આપના અણધારેલા ખર્ચના"
"બોજામાં ઝોકાવી બળવાન સામે બાથ ભીડવવા અને"
"વિના કારણે દુશ્મનો ખડા કરાવવાના હેતુથી આ પત્ર"
"મારફત વિનંતિ કરવામાં આવેછે, એવા વિચારો આપના"
"ખ્યાલમાં આવશે; તે વિચારો ઉત્પન્ન થતાં અવશ્ય"
"અટકાવી એટલું માગણું રાખુંછું કે અમારી જે માતા"
"અને આપની ભગિનીના સ્વભાવિક અમારા હિતના વિ-"
"ચારો જેવાકે અમારી બાલ્યાવસ્થામાં કરપીણ શત્રુઓના"
"ભોગ થઇ પડશે, વગેરે તેમના મનનાં વલણો અમને"
"આડા આવી અમારા મનના ઉભરાને અટકાવે છે,"
"માટે અમારી માતાના તેવા વિચારો દૂર થતાં સુધી તથા"

---

इंद्रगयंदददियोरविकोंहय, धेनुद्रुमादिकदेवनदीनो;
कुंभमुनीजनकोपकियोतब, तनिचलूसबहीभरलीनो,
एसेबडेकुंपडीबिपतातब, सिंधुसहायकहुनहिकोनो. १
वारिदतातहतेविधिसेंसुत, आदितसोमसहोदरदोउ,
बेनहतीदुय रंभ रमा मघवा, हरिसेतिनकेहवनेउ;
मारुतसंगविनोदकरे अरुदुर्लभदेवमुनीनकुंसोउ,
तुच्छतुशारएतोपरिवार भयोनसहायबिपत्तिमेकोउ. २

"અમે અહિંયી વધીને આગળ જવાનો જે ઇરાદો રા-"
"ખ્યોછે તે ઇરાદો પાર પડતાં સૂધી અમારા વિના ફક્ત"
"અમારી વૃદ્ધ માતાને આપના આશ્રય નીચે રેહેવા "
"પૂરતાં સાધારણ સાધનો આપની તરફથી મળશેકે નહીં!"
"એ બાબતનો સત્વર ઉત્તર આવતાં સૂધી આ હદમાં"
"અન્ન જળનો ઉપયોગ કરવા અમારી સ્થિતિ છે;"
"વિશેષ નહીં."

ઉપરનો કાગળ કુંભલગઢ કચેરીમાં મહારાજા સોહિલ-સિંહ, માનસિંહ, હકીસિંહ, અને કનકસિંહ એ ચારે ભાઇની સમક્ષ વાંચતાંજ આખી સભામાં નવેરસ ઉત્પન્ન થયા. તે વખતનો દેખાવ ચકિત થવા સરખો ભય ભરેલો થઈ પડ્યો હતો, પણ જેમલ ઉપર પડેલા દુઃખમાં સહાય થવાના એક વિચારે સર્વ સેના સજ્જ થઈ અને મોટા દબદબા સાથે જેમલની ભેટ લઈ કુંભલમેરના કિલ્લામાં લાવી એક મેહેલમાં તેને મુકામ આપ્યો. ત્યાં રાજમાતાએ પોતાના પ્યારા ચારે પુત્રોની સંભાળ માટે ચાલાક નિગેબાનો મુકરર કરી રાખ્યા હતા, કે જેથી દુશ્મનોના દૂતોના પંઝામાં તેઓ પડે નહીં.

કુંભલમેરમાં રેહેતાં છ માસ પૂરા થયા તે દરમિયાન હોળીના નજીક આવેલા તેહેવારના દિવસોમાં રાજ્યસભા વિષે ગાન તાન નાચ રંગ થવા લાગ્યા; તે દેખી જેમલને મેડતાની વાતો યાદ આવવા લાગી અને ચેરા ઉપર

ઉદાશી પથરાએલી દેખી રાજ્ય માતા (કુંભલનેરા)એ ગુહ્ય વાત જાણી. તેથી પોતાના ભાઇને જેમલની સ્ત્રીને તેડાવવા અરજ કરવા ઉપરથી સોહિલસિંહે કેટલાક સવારો તૈયાર કરાવી મેડતેથી સંગાથે આવેલા બુઢા અપ્પુ ચારણને બુંદી તરફ રવાના કર્યો. તેણે થોડા દિવસમાં બુંદી નગર વિષે જઈ મહારાજા છત્રસાલને કચેરીમાં પત્ર આપ્યું. તે વખત અનિયમિત આસવના[1] ઉપયોગથી ભરપૂર નિશામાં[2] નિશા[3] જેવો દિવસ સમજી હાડાની પૂરી [4]હઠીલાઈ બતાવી મહારાજા બોલ્યો કે, જેમલે જગતમાં જીવિતના દિવસો જંગલમાં કાહાડવા અને રાની પાહાડીની મીસાલે ભટકતા ચારે ભાઇઓના સાથમાં શશિવદની જેવી રાજ્ય કન્યાને ઋષિકુળના રસ્તા બતાવવા અમે ધારતા નથી !! એટલુંજ નહિ પણ આ માગણ જાતી ચારણ, જેમલનું ખોટું નામ દેઈ અન્ય ઠેકાણે રાજકન્યાને આપે તો હાડા જેવા નિષ્કલંક કુળમાં લાન્છન લાગ્યા વિના

૧ આસવ—દારૂ. ૨ નિશામાં—કેફમાં. ૩ નિશા—રાત્રિ.
૪ હાડા રજપૂતોનું સૈન્ય કોઇ યુદ્ધ પ્રસંગે લડવા જતાં રસ્તામાં મોટો ખાડો આવ્યો, તેને બાજુપર ટાળી ન ચાલતાં બોલ્યા કે, "ખાડા હઠે પણ હાડા નહિ હઠે" એમ કહી એક પછી એક ખાડામાં પડવા લાગ્યા ! જ્યારે એ ખાડો પૂરાઈ ગયો ત્યારે બીજું લશ્કર તેમના ઉપર થઈ ચાલ્યું. ત્યારથી કહેવત ચાલી કે 'ખાડા હઠે પણ હાડા ન હઠે.'

રેહે નહીં. એ વાત સર્વાનુમતે ખરી ઠરવાથી ‡મત્ત થયેલા છત્રસાલેએ હુકમ આપ્યો,તેજ વખત અપ્પુની આબરૂ દશા બનાવી નાખી, જેથી મોટા અવાજે હાડાનાં હાડ ફાડી પાર નીકળવા સરીખાં કઠણ વચનો ઉચ્ચારતો, પોતાનું મોટું પાઘડું માથે વીંટતો બજારમાં રૂદન કરતો જાયછે. તેને દૂરથી દેખીને જેમલની સ્ત્રીએ એક દાસિ સાથે ખબર પૂછાવતાં પોતાના સસરાની જોડે બેસનાર અપ્પુની ઓળખ પડવાથી શશિવદનીએ પોતાના ખાસ આરામ બાગમાં મુકામ આપી ખોરાકી વગેરે જોઇતો સામાન પોહોંચાડવા હુકમ કર્યો. ત્યાર પછી એક દિવસે અપ્પુને એકાન્તે બોલાવી તેણે તેની સાથે જેમલ પાસે આવવા કબૂલ કર્યું. પણ શ્રાવણની "*કજરી" ત્રીજના ઉત્સાહી

‡મત્ત—ઉન્મત્ત.

* ઉત્તર તથા પૂર્વ હિંદુસ્તાન તરફ શ્રાવણ શુદ ૩ ને કજરી અથવા શામા ત્રીજ કહેવાય છે તે ત્રીજથી આખો શ્રાવણ માસ સ્ત્રિયોને રમત ગમતનો છે, તે વખતે સ્ત્રિયોનાં ટોળેટોળાં ઝાડોમાં હિંદોળા બાંધી હીંચેછે.

सवैया.

घूमि गिरे घनघोर सुने चपला तन ताकि तके परताले
मारूत ले संग मारूत मारू ऊबारो नहे विरही जन डोले;
आपुलगे सुर चाप विलोकित सोचन लोचन जातनखोले,
जीवेको आस सबै वरही वर हीन भये बरही बन बोले. १

દિવસો આવી પોહોંચ્યા તે વિત્યા પછી ચાલવા ઠરાવ કર્યો; તે પ્રમાણે આખુ ધીરજ ધરી રહ્યો હતો. એ વાત છત્રસાલના જાણવામાં નહતી પણ અંતઃપુરમાં જેમલની સાસુને દાસિઓએ ખબર આપી હતી.

ત્રીજને રોજે બુંદી નગરની તમામ સ્ત્રિયો રંગ બેરંગી સુંદર પોશાકો સાથે રત્ન જડિત અલંકારો ધારણ કરી મધુર સ્વરે મનોહર ગીતો ગાતી જંગલમાં જતી હતીઓ અને બીજી તરફથી અંતઃપૂરની રાણીઓ સાથે સરદાર ઉમરાવોની સ્ત્રિયો તથા કન્યાઓનાં વૃંદો પોત પોતાના રમણિક બાગોમાં આલીશાન દરખતોની ઝોકાંખાતી લતાઓમાં હીંદોળા બાંધી પરસ્પરમાં લાંબા પલ્લા સુધી હીંચકાના વેગો ચડાવતી તથા ગાન તાનમાં ગુલતાન થઇ આનંદ માનતી મદમાતીઓ હાથીઓને લજાવતી અને હંસોના બાળકોને મનાવતી રમતમાં પોત પોતાના દાવમાં ફાવતી અને મગરૂરપણે ગર્વિત વાક્યો વડે અન્યને શરમાવતી એવી જોબનવંતી કામિનિઓના સમૂહોનાં હીંદોળે હીંચતાં માથે ઓઢેલાં અંબરો વાયુ વેગે ઉડતાં હતાં, તે જાણે કામદેવે જગત્‌ને ઝીતીને પોતાના રથ ઉપર વિજય પતાકાઓ ઉડાવવા માંડી હોયના ! એવા દેખાવથી આખાં ઉપવનો શોભતાં હતાં. અને તેવીજ રીતે ગુલાબ, મોઘરા, ચમેલી, જાઇ, સેવતી, કેશર ચંદન, કુમ્‌કુમાદિ, અતરની બેકતી સુગંધીની લપટો ઉડાવી વાયુ દશે દીશામાં ફેલાવતો

હતો. તથા વ્રહી જનોનાં વ્યાકુળ મન કરાવનાર *કીર, કપોત, મયુર, મેના, દાદુર, ચાતક અને હરીયલ પક્ષીયો ગુમાન ભરેલા વિચિત્ર શબ્દોના સોર કરતા હતા, તેમજ આકાશમાં ઓકાંખાતાં મસ્ત હાથીઓનાં ટોળાં જેવાં શામ, શ્વેત મીશ્રિત રંગનાં વાદળો ઝીણાં બીંદુઓ વરસાવતાં હતાં, તથા મંદ મંદ ગર્જના સાથે મંદ વાયુની લહેરો ચાલતી હતી, તે વખત શશિવદની પોતાના મહેલની ચંદની ચડી ચારે દિશાઓની રચના જોતી હતી. તે સમયે જે રીતે જેમલને હોળીના તેહેવારોએ સ્ત્રીનું સ્મરણ કરાવ્યું હતું, તેજ રીતે શ્રાવણે શશિંવદનીની ગતિ લાવી

*कवित.

चात्रिक चकोर चहुं ओर मोर सोर करे,  
दादुरकी जोर घोर चितु ले भ्रमायो हे;  
झींगुरकी झांई उहां उहां उहनाति झुकि,  
झुमिके झकोरि झम.घनो घनो ल्यायो हे.  
एसे एसे साज सजि वरखान होहे आली,  
एतो [1]कमधज्ज वंश जीयमे जनायो हे;  
इसों मान माह जनु बोल कह्यो सोई बाळ,  
जीको तर सावन पैंसावन व्हे आयो हे. २

१ રાઠોડવંશ જેમલ.

મુકી હતી, પણ પોતાના પતિ ઉપર પડેલા સંકટથી જેમ શોકાતુર હતી તેમ મોહાતુર થવાના વિચારો આ સતીના મન વિષે નહતા, પરંતુ આખું ચારણ સંગાથે જલદી જવાના બાને પોતાના મેલા પોશાક દૂર કરી નવિન ધારણ કરવા તેણે તેની માતા આગળ વિનંતિ કરવાથી તે કેવા વિચારો બતાવે છે ? તે જોવાના ઈરાદે માગણું કર્યું કે, આ ત્રીજના તેહેવારમાં મારા જેવી બીજી કન્યાઓ આનંદ કરે છે તે રીતે મારી ઈચ્છા થઇ છે, માટે આ પેહેરેલો પોશાક કાહાડી નવિન પેહેરવા માટે આપવાની કૃપા કરો:—

રાણી—(જરા ક્રોધાયુક્ત થઇને) સર્વ કન્યાઓ અને સ્ત્રીયો માટે સર્વ ઉપવનો નક્કી થઇ ચૂક્યાં છે, એટલે હવે તું બીજા કીયા બાગમાં જવા ધારેછે!

શશિવદની -(પોતાની માનું વ્યંગોક્તિમાં બોલવું સમજીને) તમે મારામાટે જે બાગ નક્કી કરી આપ્યો છે તે બાગમાં જવા ધારૂં છું.

રાણી—તારો બાવિંદ વર્ષે.કરે છે તેમ છતાં સલુણો શૃંગાર સજવો અને બાગમાં જવું એ રાજ્યકુળ રજપૂતોમાં છાજે નહીં.

શશિવદની—હું જે શૃંગાર ધારણ કરવા માગુંછું, તે શૃંગાર અવશ્ય તમારે આપવો પડશે, કારણ કે તમારા જમાઇને મળતાં સૂધી તે શૃંગાર ન ઉતારતાં મારે જરૂર બાગમાં જવું પડશે, એ વાત આપે નક્કી સમજી રાખવી.

રાણી—ખાવિંદને મળવા ઇચ્છોછો પણ હાલ જે સ્થિતિમાં છો તેવી સ્થિતિમાં પિયર વિષે ઉમ્મર પૂરી કરો તો સારૂં!! (અર્થાત્ ખાવિંદ મળનાર નથી.)

શશિવદના—માતુ! આપના શબ્દો શત્રુને પણ ફળશો નહીં.

રાણી—અરે કન્યા! તેં આવું નિર્લજ્જપણું ક્યારથી લીધુંછે?

શશિ—(ગુસ્સામાં નેત્રો લાલચોળ કરીને) અમ્મુ ચારણ ઉપર કચેરીમાં જુલમ ગુજર્યો ત્યારથી.

રાણી—પીયર કરતાં સાસરાનો સંતાપ તને વધારે જણાય છે !!

શશિ—મારી ઉમ્મર ત્યાંજ પૂરી પડવાની છે. તે તમે ક્યાં નથી જાણતાં !

રાણી—પણ એ દિવસો તો બહુ દૂર ગયા છે.

શશિ—તમારા મનની ભાવના તમને ફળજો.

રાણી—બેટા! તમે તો બાલ્યાવસ્થામાં હાડાનું કુળ ઉજ્વળ કર્યું !

શશિ—હાડાનું કુળ ઉજ્વળ કરવાનું કામ હવે વૃદ્ધપણામાં તમારૂં છે!! અને બાળપણે રાઠોડ કુળ દીપાવવાનું કામ મારૂં છે.

રાણી—પુત્રિયો પીયરમાં રહી ઉન્મત્ત થાય છે.

શશિ૦—તેવી વાત જાણનાર તો પુત્રિને રાખેજ નહીં!

રાણી—રાઠોડ વંશમાં આવાં અજવાળાં થશે એવી ખબર ન હતી.

**શશિ૦**—વિધાતાએ છઠ્ઠીના લેખ લખતાં (તમને, એમ ક્યારે કહ્યું હતું કે, હાડાવંશને શોભાવશો !!

**રાણી**—પુત્રી ! તારા શરીરના ઉજ્વળપણામાં તારૂં મન મુંઝાય છે !

**શશિ૦**—મોશાળની અસર આવે એમાં શું નવાઇછે !!

**રાણી**—(રીસ કરીને) ક્ષત્રિય માત પિતાથી ઉત્પન્ન થયેલ બાળકો અવિચારી ભાષણ કરે, એ વાત સંભવતી નથી.

**શશિ૦**—ક્ષત્રિય કુળથી ઉત્પન્ન થઇછું, કે, અન્ય એ બાબતની ખબર તમને હશેજ, પણ મારા જેવાં દુઃખી બાળકોની માતાઓ પુત્રિયોનું આવું સુખ ઇચ્છનાર પૃથ્વિ પડમાં ભાગ્યેજ હશે. !!!

**રાણી**—મને આવી ખબર ન હતી, નહિ તો જન્મતેજ દૂધ પીતી કરતે !

**શશિ૦**—એટલું બધું કષ્ટ વેઠ્યા પેહેલાં (તમને મારતાં) કોણે મનાઈ કરી હતી !

**રાણી**—હવે રાકોડી રાજ્યમાં [1]ચંદ્ર વિના ચાલશે !!

**શશિ૦**—એવા દિવસો સત્વર ફળદાઈ થાઓ !

**રાણી**—પુત્રિ! આવો વાદ કરતાં વરસોબંદી મુદતો વિતશે!

**શશિ૦**—માતાજી ! પ્રભાતે બિંદુ માત્ર પાણી કુંદીનું પીવા બદલ મારે પ્રતિજ્ઞા છે !!!

---

૧ ચંદ્રનું નામ શશિ છે તેના જેવું જેનું વદન તેનું અજવાળું પડશે ચંદ્ર વિના ચાલશે.

માતા પુત્રીનો પરસ્પર વાત કરતાં વાદ વધી પડ્યો, અને વજ્રરૂપી કઠીણ શબ્દો વિના પ્રાણમુક્ત કરનાર કોઇએ કાંઇ શસ્ત્ર હાથ ધર્યાં નહતાં, પણ ક્રોધાંધપણે રાજ કન્યાની માતાએ છેલ્લો કઠીણ શબ્દ વાપરવે શશિવદનીને કારી જખમ લાગવે ભારે વિષાદ થઇ પડ્યો, તે વાત ચરચાતે સ્ત્રિયોમાંથી પુરૂષોમાં અને ત્યાંથી રાજ્ય સભામાં થઇ આખા નગર વિષે સોરબકોર મચી રહ્યો હતો.

રાત્રિને વખતે બેઠેલી સભામાંથી ઉઠી છત્રસાલ વાળુ કરવા અંતઃપુર વિશે આવ્યો, તે વખત ઉદાશીમાં સર્વને બેઠેલાં દેખી હકીકત પૂછતાં શશિવદનીએ પોતાના સ્વામિ પાસે રેહેવા જવાની પ્રતિજ્ઞા લીધી એવું માલુમ પડવે તુરત પાછો વળી સભાસદો, સદર, ન્યાયાધિશો, સરદારો વગેરે ખાસ બેલોને હકીકત જાહેર કરી ફરમાવ્યું કે, જેને જે કાંઇ દાયજામાં (હાથઘરણું) આપવું ઘટે તે આપો. ઉમરાવોને આવી ખબર ન હતી તેથી કોઇની પાસે આપવા જેવું કાંઇ નહતું માટે રાજ્યનો ખજાનો ઉઘડાવ્યો, તેમાંથી જેને જેટલું આપવું ઘટિત હતું તેણે તે પ્રમાણે આપ્યા પછી, સવાર થતાંજ બુંદી છોડીને રાજકન્યાનો મુકામ બાહાર થયો; ત્યાં કેટલાક શાણા લોકોએ જઇ ચાતુર માસ વિત્યા પછી પ્રયાણ કરવું ઠરાવ્યું અને શશિવદની બહાર ગામથી અન્ન પાણી મંગાવી તેનો પ્રયોગ કરવા લાગી, ત્યાર પછી કાર્તિક માસમાં બુંદીને પ્રણામ

કરી કુંભલમેરનો માર્ગ પકડ્યો. તે વખત છત્રસાલે શશિ-વદનીને કેટલોક સામાન આપી તેની સાથે પાંચસે ઘોડેસવારો અને હરિસિંહ અગરવાળ વાંણિયાને દિવાન તરીકે નીમીને સંગાથે મોકલ્યો હતો. તે થોડા દિવસમાં કુંભલમેર આવી પહોંચ્યા. તે વખત ધારા પ્રમાણે સાસુ વહુ ભેટ્યાં અને અરસપરસ સુખ સમાચાર પૂછ્યા. બીજી તરફથી ઘણી બાબતનો અનુભવી હરિસિંહ બુઢો દિવાન અને જેમલ મળ્યા. આ વખત હોળીની બીજી મોશમ આવી પોહોચી હતી, તેથી ફાગ રમવા જેમલની ફરી ઉત્કંઠા થઈ. તે વાત તેની માતાના જાણવામાં આવ્યેથી પોતાના ભાઈ સોહિલસિંહને અરજ કરી જેમલની મામીયો સંગાથે હોળી રમવા પરવાનગી અપાવી. ત્યારબાદ જેમલે પોતાના નાના ભાઈ ઈશ્વરસિંહને વિચાર પૂછતાં જવાબ મળ્યો કે, આપણે જે વિપત્તિ ભોગવવાની છે તેનો અંત આવતાં સુધી આપણને આપેલાં મકાનમાં રહી દિવસ ગુજારવામાં ઠીક છે, પણ તમારા વિચાર પ્રમાણે લોકોમાં ચરચા ઉઠશે કે જેમલ વખો ભોગવે છે, કે ફાગ ખેલવા આવ્યા છે? આ પ્રશ્ન અતિ દુઃખદાઈ થઈ પડશે એ વાતથી જેમલ વધારે ઉદાસ થયો તોપણ અખુ કવિને બોલાવી બુંદીના સમાચાર પૂછી તેની મામીયોથી હોળી રમવા હુકમ મળ્યો છે માટે તમે સંગાથે આવશો? અખુ બોલ્યો–મહારાજ! હોળીના કારણથીજ હું કૂટાઇ પીટાઈ

ગયોછું !! તે વાત હજી ભૂલી ગયો નથી. જેમલે પુછ્યું શી રીતે ફસાણા ? જવાબ આપતાં અખુએ જાણ્યું કે બુંદીની હકીકત કહીશ તો આ કુમારને ક્રોધ ચડશે તેથી વધારે વિઘ્નનું મૂળ રોપાશે માટે વાત ફેરવીને બોલ્યો કે, બાળપણામાં મારી મામીઓ તથા ભાભીઓએ, હોળી રમતાં ખુબ પીડ્યો હતો, માટે હું તો દૂર બેઠો જોઇશ. ત્યાર પછી પોતાની સ્ત્રી સાથે આવેલા વૃદ્ધ હરિસિંહ દિવાનની સલાહ લઈ રજપૂતોની બારીક રીતભાત પ્રમાણે આ વૃદ્ધને સંગાથે રાખી ગુલાલ પીચકારીયો સાથે અંતઃપુરમાં પ્રવેશ કરતાં પેહેલાં મામાના પેરેગીર સિપાઇઓને વિદાય કરી પોતાના ચોકીદારો બેસાડી દીધા; બાદ અંદર જઇ ભરજોબનની મામીઓ રાહ જોતી બેઠી હતીઓ તેમની સાથે ગોખ્યા વિચારે ભરજોસમાં બેપરવાઇપણે રમતાં જેમલની મોટી મામી પાટરાણી "સરદારબાઇ" ને રંગ ભરેલી પીચકારીની ધાર જોરથી વાગવે તેની નાજુકાઈ ઉપર તુરત અસર થવે પીડા થવા લાગી, તેથી ક્રોધકરીને બોલી મારી કે, "અરે! અબુદ્ધ જેમલ ! તું સિંહના કુળમાં શિયાળ પેદા થતાંજ નવકોટી મારવાડનું રાજ્ય ખોઇ મારે ઘેર પેટ ભરવા આવી પડ્યો છે, પણ એવો જોરાવર હોય તો ગયેલું રાજ પાછું મેળવવા કેમ જોર બતાવતો નથી !! અગર આવાં લક્ષણો ન હતેતો કાકાની ધાકથી શિઆળની પેઠે રાતની વખતે નાસી આવવાની

જરૂર પડત નહીં! પણ માલદેવ જે કટકો આપે તેટલાથી સંતોષ પામી વણિકની ચાલ પકડી રહેવું હતું ! કે જેથી મોશાળમાં માર્ગ રોકાત નહીં" !!!

૧ચાર ઠેકાણે તુંકારા પ્રિય લાગેછે ! તેમાંનું એક પણ આ ઠેકાણું ન હતું, જેથી જેમલને જેમ નપુંસકના બાણનો કારી જખમ થઈ પડ્યો હોય તેમ, પગથી મસ્તક સુધી અગ્નિની ઝાળ પ્રગટી. આખા શરીરનાં સર્વ રોમ, કંટક જેવાં થઈ વસ્ત્ર ભેદી બાહાર નિકળ્યાં, અને જે નેત્રો નિર્મળ હતાં તે હવે વિકારવાળાં થઈ અશ્રુથી પણ ભરાઈ ગયાં, જીભ્હા અને તાળવું સુકાવા લાગ્યાં, તથા શરીર ગૌરવર્ણ હતું તે બદલાઈ શામતા પામી ગયું. ભુજા કંપવા લાગ્યા, અંતઃકરણ ઉભરાવા લાગ્યું, જમિનને પગનો ઘસારો મારતાં છતાં ફાટતી ન હતી. ગદ્ગદ્ કંઠે બોલવું અપૂર્ણ થવા લાગ્યું, સિંહના શીરે મેઘની ગર્જના જેવા કઠિણ શબ્દો સહન કરવાની શક્તિ ઉડી ગઈ. ઇર્ષ્યાનો અંકુર ઉદય પામ્યો, ચકચકિત ચેરો ચુંથાવા લાગ્યો.

---

१तातेसुतानांसुरतेंगनानां, स्तुतौकवीनांसमरेभटानाम्;
त्वंकारयुक्ताहिगिर:प्रयुक्ता, रसाधिकाश्चात्तराभवन्ति. १

બાપના આગળ પુત્રોના, સુરત સમયે સ્ત્રીના, સ્તુતિમાં કવિના, અને યુદ્ધ પ્રસંગે સુભટના, એ ચાર ઠેકાણે તુંકારા અધિક રસ આપેછે.

પ્રફુલ્લિત હૃદય બેદાવા લાગ્યું, સ્વેદ કંપની વૃદ્ધિ થવા લાગી. તેથી અતિ ક્રોધના આવેશમાં તરવાર ખેંચી મામીનું માથુ કાપવા ધસારો કર્યો, તે દેખીને નાની મામી જેમલની કોટે વળગી પડી અને બોલી કે, એ ગામડાની ગમાર રંગની વાતમાં શું સમજે? આવો મારી સાથે બેધડક હોળી રમો. આ વખત જેમલનો નાનો ભાઈ ઇશ્વરસિંહ તથા હરિસિંહ દિવાન પણ આડા આવી પડ્યા, તેથી મામીનો બચાવ થયો અને બંને બોલ્યા કે, અમને આવી ખબર નહતી, કે હોળીની આગમચ આવો ભડકો થશે !! જેમલ કેહેછે—અહો ! મારા પ્યારા પ્રમાણિક હરીસિંહ પશુ પક્ષી, નાગ અને ગજાદિને સ્ત્રિયોના અવયવોની ઉપમા આપવાથી પોતાનું માન*ખંડન સમજી પોતાના

---

*छपय.

अहि पयाल मृगराज कुहरगिरि, मृग अरण्य वर,
कमल शलील भृंगिय मृणाल गज दिन मराल शर;
[1]अलक मध्य, चक्ष,भुंह, वदन, कुच, गवन विल गिगय,
प्रिय ललित लावण्य ऊदित अंतर गत भगिगय;
नृप मान ऊचित अधिकार यह कहा लच्छ कजिन्नरन,
सत पुरुष मान खंडन भयां गवन दूर अथवा मरन. १

१ અલક—વાળ.

સ્થળનો ત્યાગ કરેલો છે. તે સ્ત્રીયે આજ મને કડુવાક્યોરૂપી તરવારની ધારથી કાપી નાખ્યો છે !! તોપણ આ સંસારના ભોગનો લોભી પ્રાણ જતો નથી! ધિક્કારછે મારા જીવતરને!! ધિક્કારછે પરતંત્રપણે પેટ ભરવું !! અરે ! ધિક્કારછે સ્ત્રીયોના નામથી ઉદર ભરનારને !!! અરે ! જેમલ સોમલ તારી સાથે કેમ ન રાખ્યો ?!

હરિસિંહ—(જેમલને) આપ ધૈર્ય રાખો. જે વાક્યોથી આપને માઠું લાગ્યુંછે તેજ વાક્યો ફળદાઇ છે. કેમકે એજ વચનરૂપી આપણી આશાના અંકુરો આપણા અંતઃકરણમાં ઉદય પામ્યા છે, તેથી સત્વર આપણું કાર્ય સિદ્ધ થવાનો સંભવછે. પ્રથમ દુઃખના દિવસો દેખ્યા વિના શાંણપણું સ્હેજે સંપાદન થતું નથી. વળી જેનામાં જેટલી બુદ્ધિ હોય તેટલીજ વાત કહી શકે; તે બાબત ખોટું લગાડવું ન જોઇએ. દિવાનનાં વચનો સાંભળી શાંત થયાપછી હાથમાંથી રંગની શીશી ફોડી નાખી મેહેલમાંથી નિકળતા હતા તે વખત, તેજ પટરાણીનો પુત્ર રત્નસિંહ પોતાની સ્વારી સાથે હાથી ઉપર ચડી દરવાજે ઉભો હતો, તે એવા વિચારથી કે, રણવાસમાં જેમલ,તેની મામી સાથે હોળી રમવા ગયોછે, તે આવે તે વખત આ મેદાનમાં તેની સાથે રંગના બે હાથ આપણે પણ રમીશું.

જેમલને અંતઃપુરમાંથી બહાર નીકળતાંજ રત્નસિંહે તેનો ઉદાસ ચેરો દેખી પુછ્યું કે, ભાઈ ખુશાલીના દિવ-

સોમાં ગુલાબી મોઢાનો રંગ કરમાઈ ઉદાસી પથરાવાનું કારણ શુંછે? અગર કમઅક્કલની કોઈ રાણી આપને ગેરવિચાર્યું બોલી હોયતો બતાવો. કે, એકદમ તેનું ધડથી શીશ જૂદું કરી નાખું! અથવા તેમ ન બનવા જેવું હોય તો મેહેલમાંથી તેને દૂર કરી નાખીશ. રત્નસિંહનું બોલવું જેમલના મનને સંતોષકારક હતું પણ, બોલીરૂપી વાગેલાં ઝેરી બાણનાં જખમો પૂરાવાનો ઇલાજ ન હતો, તેથી તે-ની આંખમાંથી એધાર અશ્રુ ચાલતાં બોલ્યો કે—ભાઈ તારી માતાએ સખત બોલી મારીછે માટે હવે અહિં રેહેવું અતિ ખેદકારકછે. રત્નસિંહે જવાબ વાળતાં પ્રતિજ્ઞા કરી કે તે મારી માતાછે, તેથી બીજું કાંઈ કરી શકતો નથી પણ તેનું મોઢું જોવા ઇચ્છતો નથી, અને જ્યાં તમે ત્યાં હું ભેગો રહી જોઇતી મદદ આપવા તૈયારછું.

બંને ભાઇની એક મસલત થયા પછી આગળ રત્નસિંહ અને પાછળ જેમલની સ્વારી ચાલતાં નિસ્તેજપણું દેખીને જેમલની સ્ત્રિએ પોતાના નાના દીયર રત્નસિંહને પૂછ્યું કે, દીયરજી આજ ગુલાલે ભરેલા હાથીના હોદ્દા પાછા આ-વવાનું અજાયબી કારણ દેખાયછે!! તેથી મારૂં મન આ-કુળ થાયછે, માટે બનેલી હકીકત કેહેવા મેહેરબાની કરશો. ભાભીનું પૂછવું આગ્રહ પૂર્વક જાણી રત્નસિંહે સાચી વાત કહી બતાવી કે ગારા મોટા ભાઈ સાથે મારી માતાને કાંઈ બોલાચાલી થવાથી રીસાઇને પાછા આવ્યાછે પણ

ભાભી અમે તો નિશ્ચય કર્યોછે કે, મેડતામાં માલદેવ સાથે શોણીતની સેડ્યો ઉડાવી રહ્યા પછી આ ગુલાલે રમવુંછે ! રત્નસિંહનાં માર્મિક વચનો સાંભળતાં ખીજવાએલી સિંહણી જેવી શશિવદનીએ તર્ક બાંધ્યો કે, આ વખત મારો સ્વામિ તૈયારી કરેતો જરૂર ફતેહ મેળવે એવી સંધીછે. જેમલ પોતાના મુકામે દાખલ થયાપછી મામાની બોલી શશિવદનીથી સહન થઇ નહીં તેથી પોતાના ભરથારને તે જુસ્સો વધવા સરીખાં વચનો બોલવા લાગી. આ વખત ઉદાસી અર્ણવમાં ડૂબેલો જેમલ દુપટ્ટો ઓઢીને સૂતો હતો.

શશિવ૦—આકાશ પંથે પરવરતા બાજની પાંખની સુસવાટો સાંભળ્યા છતાં ભય પામીને જંગલનાં ચકલાં જેવાં નિર્બળ પક્ષિયો પણ પ્રાણાન્ત સુધી ઘર છોડતાં નથી, તેમજ બાજના ભયથી અન્યઅભય સ્થળ વસાવતાં નથી. કીડી અને બાજ એ બંનેનું રક્ષણકર્તા ઇશ્વર છે. વળી પોતાની પ્યારી જન્મ ભૂમિ તેજ કેસરની ક્યારી જેવી માનવી પણ જ્યાં હીરા તથા બીજાં રત્નો નિપજે તેની આશા રાખવી એ વ્યર્થ છે. મરદતો એજ કે, જે પોતાના શિરે શત્રુનો સખત ઘા સહન કરે પણ મ્હેણારૂપી માથાનો ઘા ખમે નહીં. તમારી મામી રાતદિવસ રાઠોડને રાંક ગણેછે તે મારાથી સહન થતું નથી. આવી માર્મિક વાતો બોલવામાં આવી તથાપિ જેમલે તે બાબતની દરકાર ન રાખતાં સ્ત્રીઓના સ્વભાવિક ધર્મ સમજી સ્વબ્ધ

થયેલો હતો તે રીતે જોઇને સ્ત્રિયે જાણ્યું જે મારો સ્વામિ નિદ્રાવશ છે, તેથી તે સાંભળે અને સમજે તેવો એક ચાબુક લગાવું, તેથી જાગૃત થઇ કાંઈ જોર બતાવેછેકે નહીં? એવા ઈરાદાથી સૂતેલા જેમલની ડાબી બાજુ ઉપર જઇ બોલી કે—

મહારાજ! સ્ત્રિયોનાં કઠિણ વાક્યોનો ડાગ દિલની અંદર બેઠો હશે, તે ધોવાના ધોખામાં ઝોકાં ખાતા હશો, પણ તે વાત ઉપર આપ ખોટું માનશો નહીં. તમારી મામીની મદદગાર હુંછું. માટે મામીનો જે ઘાટ ઘડતા હશો તે ઘાટનો વધારો મારા માટે પણ ઘડજો!! તમે નામરદ થઈ તમારા કુળને ડાગ લગાડ્યો, તમે હાથમાં ચૂડી પેહેરો, હું તરવાર પકડુંછું! તમે ઓઢણી ઓઢો, હું પાઘડી બાંધુંછું!! તમે અંતઃપુરના ઝરૂખામાં અદબથી બેસો. હું યુદ્ધમાં ઉતરૂંછું!!! તમારા કાકા માલદેવનું કેટલું જોર છે? તે મારા હાથની શાંગ્ય કેવી સહન કરેછે? આપ જોજો તેની ફુંદ (પેટ) માં બરછી ન મારૂં તો હાડાવંશમાં હાડી (કાગડી)નું બર્થ બોલવું સમજજો! અને રણક્ષેત્રમાં જેમ ઝાડુ (સાવરણી) વડે મંકોડા ભેગા કરી લેછે તે રીતે કરવા ધારૂંછું; તથા તમારૂં નવ લાખનું મેડતા તાબડતોબ લેઇ આપુછું, તે દરમિયાન દૈવ ઇચ્છાયે મારૂં શરીર પડે તો તેને અગ્નિ સંસ્કાર કરતાં તમે મારી સાથે સતા થજો!!! અગર તેમ નહીં કરો તો પરિણામે

પ્રભુના દરબારમાં પલ્લો (છેડો) પકડીશ.

રાણીનાં વચન સાંભળી જેમલને પગથી મસ્તક સુધી અગની બળવા લાગ્યો, અને બીજી તરફ કુંભલનેરાએ સાંભળ્યું તેથી વહુને પૂછતાં શશિવદની બોલી કે, તમારા પુત્ર મામી સાથે હોળી રમવા ગયા ત્યારે જે બોલી મારી હતી, તે મારા સાંભળવામાં આવી છે. તે મારાથી સહન થઈ નહીં માટે આ બોલી મેં મારી છે. આવું સાંભળી જેમલને અધિક ઝાળ ઉત્પન્ન થવાથી તેની માતા બોલી કે, બેટા! પરનારીને છેડીને કોણ મરદ કેહેવાણો છે? ધ્રુપદીને છેડીને કૈયા તથા કૌરવની જે ગતિ થઈ તે પુરાણોમાં પ્રખ્યાતછે? સીતાને છેડી રાવણનું નિકંદન થયું તે જગ જાહેરછે. પરનારી તીક્ષણ ધારની તરવાર છે. તેણે ઘણા મરદો ખપાવી નાખ્યાછે. હાય!! હું ચાર બાળકોના બચાવ માટે પેટ ગુજારો કરવા મારા ભાઇને ઘેર આવી રહી હતી, અને ઉમર લાયક થયા પછી પોતાનું વતન સંભાળવાની આંશા ઉર અંદરની ઉછળતી હતી, તે દરમિયાન તારા ફાગના મોટા ભડકાયે ઘર ઘાલ્યું! આ વખત જેમલને દાઝયા ઉપર ડામ અને તેના ઉપર મીઠું મસળવા જેવું બન્યું, તેથી તેને એકે દિશા સુઝતી નહતી, પણ સંકટના વખતમાં ધીરજ ધરવી એ રજપૂતોનીજ વટછે. એવા મનસુબા કરતાં યાદ આવ્યું કે, વયમાં વૃદ્ધ, નીતિમાં નિપુણ, યુદ્ધમાં સાહસિક, રાજ્ય કાજનો

જાણ, અને જાતે અગ્રવાળ વણિક દિવાનનો દરજ્જો ભોગવનાર હરિસિંહને આ હકીકત કેહેવી વાજબીછે અને તે શું સલાહ આપેછે? એવા વિચારથી જેમલ હરિસિંહના મુકામે જઇ બોલ્યો કે—ઓ મારા પ્યારા હરિસિંહજી! તમારા નામનું વિશેષણ અમને ઉત્તેજન આપેછે, ને તમારૂં નામ વિશેષણથી જૂદું પડતું નથી (હરિનામ સિંહનું છે અને સિંહ નામ પણ સિંહનું છે.) માત્ર જાતનું નામ ભિન્નછે, પણ રાત અવિચ્છિન્ન હશે! તેવું જાણી ગુજરેલી હકીકત જાહેર કરવા આવ્યોછું તે એહેવીછે કે—

અરે! મારો કેવો વિચિત્ર વખત આવ્યો છે? જેને હું વિશેષ ચાહુંછું તેજ મારો દુશ્મન થાયછે. મારા કાકાએ રાજ્ય લીધું તેથી મારે વખો ભોગવવો ભાગ પડ્યો. એટલેથી વિધાતાને સંતોષ ન થયો, તેથી મારી મામી, મારી માતા, અને સ્ત્રી તો મેણાં મારવામાં કસર કરતી નથી. તેથી હવે દુઃખની સીમા રેહેતી નથી, અગર મારા કાકા સિંહ સમાનછે. તેવું માની તેનાથી હું ડરી દેશાન્તરમાં ભટકી ભીખ માગુ એવી વાત કદાચ પૂર્વનો પશ્ચિમ સૂર્ય ઉદય થશે તોપણ થનાર નથી. તથા તેની સામે પીઠ બતાવી કદી ભાગનાર નથી, તો મેં કરવા ધારેલા કાર્યમાં અભ્યુદય પામવા આપ કઈ પ્રકારની મદદ આપવા ધારોછો? જેમલના દુઃખની વાત સાંભળીને હરિસિંહે વિચાર્યું કે આ રજપૂત ઉપર પડેલા કઠિણ વખતમાં કઠિણ

બોલીઓએ તેના હૃદયને ભેદી નાંખ્યુંછે; માટે તે કાંઈ સાહસ ન કરે તેવી ધીરજ આપવી ઉચિત છે.

**હરિસિંહ**—જેમલ સ્ત્રીઓમાં [1]અનૃત સાહસ, માયાવેપણું, મૂર્ખપણું, લોભીષ્ટપણું, અસત્ય બોલી દ્રવ્ય હરણ કરવા તત્પર વગેરે કેટલાક અવગુણો સ્વભાવે રહેલા છે, તેના બોલવાના ભાવાર્થ જૂદાજ હોયછે, અને વર્તવાની જૂદી રીત હોયછે. જેણે મોટા યોગી,તપસ્વી,દેવ, દૈત્ય, નૃપતિ અને બીજા મનુષ્યોને મોહની જાળમાં ફસાવેલાછે, તેમને મોઢે અમૃત વરસાવતી હોય અને અંતઃકરણમાં ઝેર ભરેલાં હોયછે, માટે સ્ત્રિયોના બોલવા ઉપર તમારે ખોટું માનવું જોઇએ નહીં. અગર આપની મરજી હોય તો મારી પાસે હાલ એક હજાર અસ્વારો છે તે લઈ અમે બાપ બેટો ચડી જઇએ, અને તમારા મામાનું રાજ્ય પાયમાલ કરીએ, અથવા દિલ્લી આગરા સૂધી લૂટ મચાવિયે, પણ તે પેહેલાં હું તમને પૂછુંછું જેમલ! મેડતા વિષે તમે રાજ્ય કર્યું. તે વખતે, રૈયતને તમે સુખ આપ્યું છે કે દુઃખ? જેમલ—મારી નાદાન ઉમરની અક્કલ પ્રમાણે તો મેં સુખ આપ્યુંછે, પછી મારા ઉપર બેઠેલી

१—अनृतंसाहसंमायामुर्खत्वमातिलोभताअशौचांनिर्दयत्वंचस्त्रीणांदोषाःस्वभावजाः २ विषंहृद्यऽमृतंवाचिनेत्रेऽश्रूणिमुखेस्मितंपुरुषांच्छलयस्येवंयास्तावारवधूस्त्यजेत.

દશાનો લાભ ગમે તેવો મળે. નળ, રામ, યુધિષ્ઠિર, અને હરિશ્ચંદ્રે પોતાની રૈયતને કોઈ પ્રકારનું દુઃખ આપ્યું નહતું પણ ભાવિ પ્રબળ છે, તેમાં મનુષ્યની કોઈ યુક્તિ અર્થ લાગતી નથી. જેમલની હકીકત સાંભળી હરિસિંહે મેડતાના નગરશેઠ ડુંગરપત મહીપત નામના શાહુકાર ઉપર ગુપ્ત પત્ર લખી ખબર મોકલી, તે ઉપરથી ડુંગરપત નગરશેઠે રાતની વખતે તમામ રૈયતને પૂછી ઉત્તર લખ્યો કે, જેમલના રાજ્યમાં અમને દુઃખ હતું તેને અમે સુખ માનતા હતા, અને માલદેવના રાજ્યકાર્યભારમાં અમને સુખ હશે તોપણ દુઃખ માનિએછિએ, માલદેવ હાલ દિલ્લીમાંછે, તેની તરફથી રાજ્યની સંભાળ રાખનારે અમીચંદ વાણિયો છે, તે વહિવટ કરેછે, અને કીલેદારીનું કામ હઠિસિંહ કરેછે. હાલમાં અનાજની કાપણીનો વખતછે, તેનું કળતર કરાવવા તેને ફલાંણી તારીખે અમે જંગલમાં લાવીશું, તે અરસામાં તમોએ ઉપર આવી પડવું. તે વખત શેહેરના લશ્કરને લાકડીઓવડે મારી અમે બહાર કાહાડી મૂકીશું, તેજ દિવસના મધ્યાન્હે નગરમાં જેમલની દુવાઈ ફેરવીશું. પણ હરિસિંહજી! આપ અમારી જાતિના છો, તેથી વિચાર ફેરવીને (અર્થાત્ ઢીલી કાછડીના વાણિયા બનશો નહીં) અમને ખરાબ કરશો નહીં! કેમકે

આપણે આપણી મતલબના[1] કામમાં ઘણા સાવચેતી હોઇએછિયે પણ શૌર્યપણામાં નહીં.

મેડતેથી માલદેવના માઠા ભાગ્યના મુહૂર્તરૂપી ડુંગરપતનો પંથી (ખેપિયો) પત્ર લઈ આવ્યો; તે વાંચી વસન્તના વૃક્ષોની મંજરીઓ તોડવા કોકીલાનો ઉત્સાહ થાય તે રીતે તથા પરજન્ય માટે મયૂરને, બપૈયાના મોહમાં વૃદ્ધિ થાય તે રીતે તથા લોભીને ધન, ભૂખ્યાને અન્ન, હંસ પક્ષીને માનસરોવર, મત્સને જળ, દરીયામાં ડુબતાને સ્થળ, સૂર્યોદયથી કમળ ઇત્યાદિ જેને જે વસ્તુ ઉપર લોભ હોય તે મળવાથી જેમ ખુશી થાય, તે રીતે આ રાજ્યના ભાવિકોને માટે મોટો ઉત્સાહ થવાથી રણજીત નગારે ડંકો દેઈ હરિસિંહ સાથે ચારે ભાઈ એક હજાર અશ્વારોને લેઈ મેડતા તરફ ચડી ચાલ્યા. તે બરોબર નામેલા વખતે ડુંગરપતે બતાવેલી જગો ઉપર આવી પોહોંચ્યા. તે વખત હરિસિંહ કીલેદાર તરવાર પકડી મોખરા ઉપર આવી

---

[1] કુંડળયો.

બનિયા બેશ્યા એકસે તામે ફેર ન જાન,
રસૈ રસ બતલાત હૈ તનમન ધનસે આન;
તન મન ધનસે આન, વાત હિતહિતકી ભાખે,
નિર્ધનિયા પેહેચાન ધરી એકો નહિ રાખે;
કહે ગિરધર કવિરાય સુનો તુમ સબરી દુનિયા,
મુતલબકે હેયાર, બેશ્યા અરૂ દુજા બનિયા. ૧

ઉભો પણ હરિસિંહની હાક સાંભળતાંજ શરીર ધ્રુજવા લાગ્યું, તેથી જેમલે તેને જતો કર્યો પણ ઈશ્વરસિંહે પોતાની તરવાર અજમાવવા ઘોડા ઉપરથી કુદી પડીને હરિસિંહને હાથ ચલાવવાનો વખત આવતાં પહેલાં ધડથી કમળની પેઠે માથુ તોડી પાડ્યું ! હરિસિંહને મરતો દેખી તેના અને માલદેવના સગા સંબંધિયોએ થોડી લડાઈ કરીને અંતે હાર પામ્યા. પછી અમીચંદ બાજરીના ઓઘલામાં છૂપેલો હતો તેને પકડી કેદ કર્યો અને જેમલની જીતનો ડંકો મેડતામાં સાંભળ્યો તેજ વખત રૈયતે પ્રથમની કબુલાત મુજબ માલદેવના સિપાઈયોને બકરાંના ટોળાની માફક હાંકી શેહેર બહાર કર્યાં. તે વખત જેમલની માતા અને તેની સ્ત્રી પોતાના મેહેલમાં દાખલ થયાં, ત્યાર પછી જેમલે દરબારમાં દાખલ થઈ અમીચંદને કેદખાનામાં મોકલ્યો. તે પેહેલાં તેણે છૂટવાની યુક્તિયો કરી પણ તે વ્યર્થ ગઈ.

અમીચંદને કેદમાં કલમ દવાંત મળી નહિ તેથી ઠીકરા ઉપર લખી દિલ્લીમાં માલદેવને હકીકત જાહેર કરી કે, જેમલને માટે તમે ખોદેલા ખાડમાં તમારેજ પડવા વખત આવી છે, હરિસિંહને મારીને મને કેદ કરી મેડતાની ગાદી જેમલે દબાવી છે. એવો કાગળ વાંચતાંજ માલદેવે અકબરને અરજ કરી કે, મારવાડમાં જેમલ નામનો એક ગરાસિયો ગરબડ કરે છે, તેને સમાધાની ઉપર લાવવા

મને રજા મળવી જોઇએ. આના જવાબમાં પાદશાહે કહ્યું કે તેણે પોતાના બાપીકું રાજ્ય મેળવ્યું છે; તેમાં ગડબડ કે નવાઈ કરી કહેવાય નહીં, અને તે બાળક છે તેના ઉપર હુમલો કરવાની જાણી બુઝીને હું રજા આપી શકતો નથી. શાહનો જવાબ સાંભળી માલદેવ મુગે મોઢે મુકામ ઉપર ગયો. પણ તેના દિલમાં શૂળી જેવો જબરો કાંટો હરવખત ખૂંચ્યા કરતો હતો. પરંતુ જેમલને મારવાનો કાંઈ ઉપાય મળતો નહોતો.

જેમલે પોતાનું રાજ્ય હસ્તગત કર્યાનું વૃત્તાંત જણવા બુંદી તરફ હલકારાની જોડી મોકલી. તેની સાથે જેમલની સ્રીયે, પોતાની માતા ઉપર એક ચીઠી આપી તેમાં લખ્યું કે, આપના આશિર્વાદ અમને અનુકૂળ થયા છે ! એવા સમાચાર બુંદી નગરમાં જઈ પોહોંચ્યા એટલે છત્રસાલે એ ખુશી માની સભા કરી, તેમાં પોતાના વિચાર જણાવ્યા કે, જેમલ તથા તેમના કાકા માલદેવ વચ્ચે જે ધાડી દુશ્મનાઇનો દોર વધી પડ્યો છે તે કોઈ રીતે તુટવાની તરકીબ થાય તો સારૂં ! અને તે યુક્તિ એવી છે કે, આપણા સરદારવર્ગ પૈકી કોઇએ પોતાની કન્યા સાથે માલદેવનું લગ્ન ઠરાવવું અને તે પરણવા માટે જે વખત આવે તે વખત જેમલને માંડવીયા તરીકે બોલાવી પરસ્પરમાં પ્રીતિ કરાવવી.

આ વાત સર્વાનુમતે પસંદ પડી નહીં, તેથી ભાઈ,પુત્રી

અને સરદારો બોલી ઉઠ્યા કે, મોટી પુત્રી ભત્રીજાને આપે છે, અને નાની કન્યા કાકાની કોટે બાંધવી એ વાત અમને યોગ્ય લાગતી નથી; પણ આપને જે નાની બેટીજી છે તે, માલદેવને પરણાવશો તેમાં અમારી મનાઇ નથી, ત્યાર પછી છત્રસાલેએ પોતેજ તે વાત કબૂલ રાખી પોતાના કુળગોરને શ્રીફળ આપી માલદેવ પાસે દિલ્હી મોકલ્યો. તે પુરોહિતે માલદેવને ચાંલ્લો કર્યો, તેથી માલદેવ ખુશી થયો અને અકબરે આગળ પોતાના લગ્નની વાત કરી તેથી જાનમાં જોઇતી મદદ તરીકે ચોવીશ હજાર લશ્કર તથા તાજખાંલ્લી અને મસ્તાનઅલ્લી આ બે સરદારો મેહેરબાની દાખલ સંગાથે આપ્યા. તે લેઇ મોટા દબદબા ભરેલા દેખાવથી માલદેવ પોતાને માથે સવા લાખનો "સેવરો" (મોડ) બાંધી મોટા ગુમાનથી પરણવા માટે બુંદી તરફ રવાના થયો, અને બીજી તરફ માલદેવના લગ્ન સંબંધી મેડતા તરફ છત્રસાલેએ પોતાના જમાઇ જેમલ ઉપર કુમકુમપત્રી મોકલી, તે ઉપરથી જેમલની રાણીએ પોતાની નાની બેહેનના વિવાહમાં જવા આજ્ઞા માગી પણ, તે ઠેકાણે જતાં કાંઇક વિઘ્ન થશે એમ જાણી જેમલે જવાની ના પાડવાથી સ્ત્રી હઠની કેહેવત મુજબ હઠીલાઇ પકડી, એટલે જેમલ લગારેક ગુસ્સો કરીને બોલ્યો કે પિતાજીના ઘેર જવા પોટકાં બાંધી પરવાર્યાં છો પણ માલદેવ, માથે મોડ બાંધી માંડવે આવશે તે વખત તમે તેને બનેવી સ-

મજી પુંખવા પધારશો તો પછી મેડતામાં આવી કોને ઘેરે માહાલશો ? એ બાબતનો પ્રથમ ખુલાસો કર્યા પછી પરવાનગી મેળવવા પ્રયત્ન કરો તો સારૂં.

**શશિવદની** —મહારાજ ! આપના કાકાજીનો આરતો (પુખણું) હું કદી કરનાર નથી પણ હુંજ ખરી કે બાંદી (લુંડી) ના હાથે પુખણું કરાવીશ !

**જેમલ**—કાકાજી તમારા હાથે આરતો કરાવવાની હઠ પકડશે, તે વખત તમારે જવું પડશે, તેથી માલદેવ પોતાના લગ્નમાં મગ્ન થઈ જશે.

**શશિવદની**—કાકાજી પોતે હઠ કરીને આરતા માટે મને ઉતારેવા ધારશે તો હું એમ પણ કહું છું કે માલદેવના લગ્નમાં વીઘ્ન પણ થઈ જશે.

**જેમલ**—દક્ષના યજ્ઞમાં જવાં માટે શિવની મનાઈ છતાં સતી ગયાં, તેથી પિતાનું અપમાન પામી યજ્ઞમાં પોતાના શરીરની આહુતી આપી હતી. તે રીતે કરવાની કલ્પના છે કે શું ?

**શશિવદની**—સતીએ પોતાના પતિની આજ્ઞા ઉલ્લંઘન કરી હશે, પણ તેના પિતાનું આમંત્રણ ન હતું, તે રીતે મારે બન્યું નથી.

જેમલે પોતાની સ્ત્રીનો આગ્રહ દેખી રજા આપતાં હરિસિંહને સંગાથે જવા હુકમ કર્યો અને કહ્યું કે, હરિસિંહ ! અગર આ રાણી માલદેવ કાકાનો આરતો કરવા ઇચ્છા

બતાવે તો તુરત તમારી તરવારવડે તેનું ધડથી માથું દૂર કરવું. આ હુકમ ઉપર હરિસિંહે બરાબર લક્ષ આપ્યું નહીં તેથી જેમલ ફરી ( જરા સ્મિત કરીને ) બોલ્યો કે, તમે બંને એક વતની છો તેથી દયા આવતી હશે ! પણ ( ક્રોધ તથા હાસ્ય યુક્ત ) હરિસિંહ ! યાદ રાખો દયા તે ડાકણને ખાશે. આ વાક્ય ઉપરથી હરિસિંહ થોડું હસીને કેહે છે. મહારાજ ! આપ રાણીના બે ટુકડા કરવા ફરમાવો છો પણ, શ્રાવણની ત્રીજનો તેવાર આવશે અને જે વખત સર્વ સ્ત્રિયો હીંચવા જશે તેમાં આ રાણી હશે નહીં અને ચોમાસાની ચમત્કારિક હરિયાળી જોવાને બહાને આપ ચંદનીમાં ચડશો તે વખત તેનો ચેરો દેખવા ચાહાશો ત્યારે આ યાદ આવશે, તો પછી હું કયાંથી લાવી આપું ? આ વાત જેમલે હસી કાહાડીને રવાના થવા રજા આપી. ત્યાર પછી ત્યાંથી ચાલી પુષ્કર; લાંબા, અને વલાણે થઈ થોડા દિવસમાં બુંદી જઈ પોહોચ્યાં. ત્યાં શશિવદનાએ પોતાનાં માતાપિતા તથા બીજાં સગાં સહોદરને મળી મેહેલમાં મુકામ કર્યો, અને હરિસિંહે પોતાના એકહજાર અશ્વારો સાથે બુંદીની બહાર બાગમાં મુકામ કર્યો.

હવે દિલ્હીથી નીકળેલો માલદેવ ફોજ સાથે બુંદીથી બાર ગાઉ 'વાંસાધુંકારી, નામના તળાવ ઉપર આવી ઉતરી પડ્યો, અને રાતની વખતે ચુણંદા સ્વાર, પ્યાદા જે કે જમામર્દની ગણત્રીમાં હતા, તેવા બાર હજાર માણસોના

જમાવ સાથે પ્રાતઃકાળે કુચ કરી બુંદી તરફ અતિ ઉમંગે આવતો હતો, તે ઉમંગ તેને પરણવાનો હતો તેમ ન હતું પણ, તે કરતાં વધારે ઉમંગતો એ હતો કે, જેમલની સ્ત્રી શશિવદનીનું અતિ રૂપ તેના સાંભળવામાં આવ્યું હતું તે જોવાની ઇન્તેજારી હતી. એટલુંજ નહિ પણ બાદશાહની વધારે મેહેરબાની મેળવવા માટે કોઈ પ્રકારે તે સ્ત્રીનું હરણ કરી અકબરને અર્પણ કરવાથી ફોજોની મદદ મળશે, તેથી જેમલને મારીને રાજ્ય મેળવવાની મોટી આકાંક્ષા હતી. એટલે સાથે લીધેલા લોકોને આ સૂચના આપી મૂકી હતી, તેથી તમામ હથિયારબંધ માણસો માંડવા નજીક આવ્યા. તે વખત વાજીંત્રોના ઘોર શબ્દ થતા હતા. તેમ સ્ત્રિયો ગીતો ગાતી હતી અને પુરોહિતના મુખમાંથી વેદમંત્રોની ગર્જના થતી હતી. દારૂના તોરમાં છકેલા ને જોરમાં ફરતા વરાતી મશ્કરીયોમાં ફાવતા હતા તથા બુંદીના ગરીબ લોકોને ડરાવતા હતા. એ રીતના દમામ અને દેખાવથી માંડવે માલદેવ આવ્યો, તે સમયે અંતઃપુરમાંથી સ્ત્રિયો આરતોં કરવા આવી. પણ તેમાં જેમલની સ્ત્રી આવી નથી, એવું જાણવાથી માલદેવે તેને હાથે આરતો કરાવવાની હઠ પકડી, તેથી શશિવદનીની પાસે રેહેનારા કેવડા નામની દાસી, જે કે શશિવદનીના જન્મદિવસેજ જેનો જન્મ થયો હતો; અને રૂપમાં બંને બરોબર હતાં, તે દાસીને જેમલની રાણીએ પોતાની

શૃંગાર પેહેરાવી ઘણી દાસિયોના ઝુંડમાં મેહેલથી નીચે ઉતારી. તે વખતે માલદેવનો ભત્રિજો (ભીમસિંહનો દીકરો) નામે રતનસિંહ, સ્ત્રીનો પોશાક પેહેરીને આ સ્ત્રિયોના ટોળામાં પેશી ગયો, અને પુછ્યું કે શશિવદની મારવાડનો પોશાક પેહેરીને આવશે કે બુંદીનો? એવું સાંભળી દાસિઓએ પુછ્યું કે તું માંડવાનીછે કે જાન તરફની? રતનસિંહ કહે હું તો માંડવાની તરફની છું.ત્યારે દાસિયો બોલી કે આતો શશિવદનીના લેબાસે દાસીના હાથે આરતો થાયછે રાઠોડની રાણીતો મેહેલમાંછે. આવો જવાબ સાંભળતાંજ સ્ત્રિયોના વૃંદમાંથી ખસીને હાથી ઉપર બેસી માલદેવનીજોડે જઈ સર્વ હકીકત વિદિત કરી. તેથી આરતો કરાવવા માલદેવે મનાઈ કરી, તે વખત ઘણી તકરાર થઈ. પછી હાડાના કુળગોરની દીકરી નામે બ્રિજલાલ પણ તેવીજ ખૂબસુરત હતી, તેને સર્વ વાકેફ કરી ઉપર પ્રમાણે લેબાસ પેહેરાવી આરતા માટે મોકલી. તે વાત પણ માલદેવે જાણી છતાં બ્રિજલાલને પાસે આવવા દીધી અને તેને સમજાવવા માંડી કે, જેમલની વહુને કોઈ પ્રકારે તું સમજાવીને લાવેતો, મેડતાના રાજ્યનો નીમે ભાગ તને બક્ષિસ આપીશ તથા મારવાડની સ્ત્રિયોમાં શ્રેષ્ઠ ઓરત તને જાણે તેવા રૂપને તું પામીશ. આ બોલવું માલદેવનું કપટ ભરેલુંછે, એમ બ્રિજલાલના જાણવામાં આવ્યું, તેથી જવાબ આપ્યોકે, અરે! માલદેવ! મારવાડમાં મોટિ બુદ્ધિ

( જાડી બુદ્ધિ ) નોમાલિક અને ઘોળાવાળનો ધણી તું જ છે, ( અર્થાત્ બીજી બાબત ઉપર તારૂં માલકીપણું નથી. ) તેથી પારકુ ઘર અરધું આપવા ઠરાવી કાવતરાંના કૂવા ખોદોછો, અને હાડાને દરવાજે હઠ પકડી આવો રંગ ઉછાળોછો, તથા બળતો દિવો ઓલવી અંધારૂ કરોછો ! લીંબુથી ખાટા થાઓ છો! આંખના પાટા થાઓ છો, પગના કાંટા થાઓછો, ( થોડા ક્રોધથી ) અરે! માલદેવ! પૂર્વે મોટા મોટા ભૂપતિઓ આવી નકામી ખોટી હઠ પકડી બેઠા હતા; તેમને ધૂળધાણી થવું પડયું હતું. તેમણે મેહેલો મૂકી મશાણોની મઝા લૂંટી હતી, તેવી રીતે તમે કરવા ધારોછો પણ આ વાત હરિસિંહના સાંભળવામાં આવશે, તો તુર્ત નિવેડો કરી આપશે !!!

બ્રિજલાલની બોલી માર્મિક સાંભળી માલદેવને માઠું લાગ્યું તેથી હુકમ કર્યો કે, બ્રિજલાલ તથા શશિવદનીને પકડી મેદાનમાં લાવી ચાબુકનો માર મારો. આવો હુકમ થતાંજ પ્રથમના સંકેતની રાહ જોઈ બેઠેલા રજપૂતોને દોડતા આવતા દેખી બ્રિજલાલ મેહેલ ઉપર ચડી ગઈ અને બારણાં બંધ કરી દીધાં. પછી તેને દેખીને રાઠોડરાણી મોટા અવાજે બોલી ઉઠી કે, મારી પછવાડે હરિસિંહ દિવાન પડેલો છે માટે વિના ધાસ્તીથી દ્વાર ઉઘાડી નાખ. આ વખત સ્ત્રિયોનો મોટો ઘોંઘાટ મેહેલમાં થયેલો છત્રસાલના સાંભળવામાં આવ્યો, એટલે માલદેવનો આરતો

ઉતારવા પોતાની પુત્રીને સમજાવવા લાગ્યો કે માલદેવ અકબરનો માનીતો છે તેથી તારી હઠીલાઈ હાડાને નડશે!!

શશિવદની પિતા પ્રત્યે કહેછે કે, હાડાના હિતમાં મદદ કરવી, અને રાઠોડની લાજ લૂટાવવી એમ આપે લખેલી કંકોતરીમાં કરાર કર્યા નથી. અગર આપની મરજી એવીજ હશે તો, આજથીજ હાડાના રાજ્યનું અન્નપાણી અગ્રાહ્યછે !! આપ ખાત્રિથી સમજો કે મારૂં સાસરૂં રાઠોડમાંછે, તે મને કતલ કર્યા વિના રેહે નહીં. એમ કહી ઉઠી તે વખતની હકીકત હરિસિંહના જાણવામાં ન હતી, તેથી સુરંગને રસ્તે થઈ બાગમાં જઈ બોલી કે, (મોટા અવાજે) અરે! તમે રાઠોડની રાણીનું રક્ષણ કરવા આવ્યા નથી! પણ મેડતાના માનને પાયમાલ કરવા આવ્યા છો! એ વાંકા વણિક હરિસિંહ!! રાઠોડે જે આરતો નહિ થવા દેવાના બંદોબસ્ત માટે તમને મારી સાથે મોકલ્યાછે, તે આરતો આજ મારી પાસે જબરીથી કરાવેછે! અગર તમે બંડળનો વેશ ધરીને આરતો કરવા કેહેતા હશ્યો! તો આરતા માટે ઉઠેલો મોટો ફીસાદ બંધ થવા માલદેવના જન્મ સૂધીનો આરતો ઉતારી લેઉ !!

હરિસિંહ—(ચમકીને) અરે મારી માનીતી દીકરી! માલદેવનો આરતો ઉતારવા તારી ઇચ્છા થતી હોય તો મારા માથાની ખોપરીનો થાળ કરી મારી છાતીના પાટ ઉપર તું ઉભી રેહેજે, અને હું મરણ પામું તે વખત મા-

રા શરીરને અગ્નિદાહ દેવો નહીં, અને માલદેવને તારે પૂંખવો નહીં, માટે તું તારા પિતાના મેહેલમાં બેસીને જોજે કે હું તે માલદેવનો આરતો કેવી રીતે ઉતારૂં છું!

**શશિવદની**—હરિસિંહ! આ શરીરથી પિતાના મેહેલ ઉપર ફરીથી બેસવા પ્રતિજ્ઞા કરીછે, તે કદી પાછી ફરનાર નથી, માટે હવે તમે જ્યાં બેસાડો ત્યાં બેસું.

ઉપરની વાત હરિસિંહના હૃદયમાં કાંટા જેવી લાગવાથી તેજ બાગમાં તૂટેલા બુરજ ઉપર શશિવદનીને બેસાડીને, જે રજપૂતોએ ઘણી લડાઈઓમાં ઉતરી પોતાના બદનપર જોરાવર જખમો ખાધા હતા તેવા, પચ્ચિશ ધોળી ડાઢીવાળા ઘરડાઓનો પેરો બેસાડી, પોતાના એક હજાર સમશેરિયા સ્વારોને કેશરિયાં કપડાં પેરાવી ખેંચેલી કાન સૂધી કમાનો ( ધનુષો ) માં ચડેલા ચળકતા તીક્ષ્ણ તીરો વાળા બળવાન્ વીરો, વિફરેલા વાઘો જેવા, અને ફાટેલી આંખ્યોવાળા તથા મદિરાથી મત્ત થયેલા મર્કટોની માફક કૂદતા, અને સમુદ્રમાં ઉઠતી લેહેરો જેમ પરસ્પરમાં અથડાતી હોય તે રીતે ઉછળતા તથા યુદ્ધના ઉમંગી, અટંગા, દુંદભીના ડંકા સાથે દાંત કરડતા, અને મુંછો મરડતા. માલદેવને મનાવવા મુગલના દળ સામે મુકાબલો કરવા માગતા, અગ ઉપર શસ્ત્રો સજતા હતા. તે હરિસિંહના હુકમને ભજતા હતા, પરસ્પર તરવારો તાણીને તપાસતા હતા અને ભુજમાં પકડવાના દંડ ઊંચા કરી અરિના દ-

ળને દળવાસારૂ ભયંકર શબ્દ કરી દુશ્મનોને ડરાવતા હતા. શરેણાઈ તથા ભેરીના નાદ થતા હતા. વળી કવિયો વીરરસવાળાં કવિતો કહીને શૂર ચઢાવતા હતા. અષાઢનાં વાદળ જેવી દોડાદોડ કરતા હતા. શ્રાવણની ગંભીર નદીયોના પૂર પ્રમાણે તેમનો જોસ ઉભરાઈ જતો હતો. મદોન્મત્ત હાથિયોને હડાવેતા હતા, બરછિયોનાં ફળા ઝળકાવતા હતા, ભાદરવાની ભરપૂર ગર્જના જેવા ધ્વનિ કરી ઓંખારતા હતા. અશ્વોને કૂદાવતા હતા, ખડકિયા પાગ (ઊંટના કાઠડારૂપે ખડકીયા પાઘડી મારવાડમાં બાંધે છે) સંભાળતા હતા. ધન કુટુંબાદિ સંસારના મોહને તજતા હતા. કંઠમાં પુષ્પની માળાઓ પેહેરતા હતા. અને હરહર શબ્દ બોલતા હતા. અશ્વો હણહણાટ કરી રહ્યા હતા અને પગના ડાબલા પૃથ્વીસાથે પછાડતા હતા. હિંસારવોથી શત્રુઓને બોધતા હતા. દુશ્મનોને પોતાની ગરદનવડે સન્મુખ આવવાની ઇશારતો યોજતા હતા, અને પરસ્પરમાં મોઢાં સુંઘતા હતા.

યુદ્ધના આરંભને કાજે સર્વ સેના સજ્જ થઈ ઉભી હતી, તે વખત નગારાનો ત્રીજો ડંકો થયો. તે સાંભળતાંજ પ્રલયકાળના સમુદ્રની ભરતીનીપેઠે અને તેતરોના ટોળા ઉપર જેમ બાજ પક્ષી સુસવાટા કરતા જાય તે માફક દોડી ચાલ્યા. તેની આગળ હરિસિંહ એક તરફ ચાલતો હતો અને બીજી બાજુ તેનો દીકરો અનોપસિંહ, એ રીતે માંડવા નજીક આવી પોહોંચ્યા, તે વખત માલદેવના અઢાર અમીરો

બારહજાર લશ્કર સાથે મોખરે ઉભા હતા. તેમની તરફથી 'અલ્લા, અલ્લાના' ઉચ્ચારો થવા લાગ્યા. તેના સામે હર-હર શબ્દો સંભળાવા લાગ્યા જેમ જ્યેષ્ટ માસના ઉન્મત્ત સમુદ્રો એક બીજાથી અથડાવા લાગે તે વખત મુસાફરી મનવારો બંધ થાય છે તેમ તે વખત બંદીના દરવાજા બંધ થયા. અરસ્પરસ શસ્ત્રોના અથડાવાથી માલદેવના તોરણે તણખા ઉડવા લાગ્યા. ફાગણ માસના કેશુડાના રંગની પીચકારીયો જેવી રૂધિરની શેડો છૂટવા લાગી, ભાદરવાનાં જોરમંદ મેઘનાં વાદળ જમિનસાથે જોડાઈ ગયાં હોય. તેવી ઘોર યુદ્ધની ઘમસાંણી ગાઢી ઘટા દેખાવા લાગી. વીજળીઓ જાણે જરા પણ ધીરજ ન ધરતાં વારંવાર ટૂટી પડતી હોય, તેવી તરવારો ચળકવા લાગી. અને ઉદય થતા સૂર્યનાં તેજસ્વી કીર્ણો જેવી બરછીઓ ઝળકવા લાગી. ચૈત્રમાં વસ્તુ ગુલાબની કળિયો પ્રાતઃકાળે અવાજ સાથે ફૂટતી હોય, તે રીતે કમળના ડોડા માફક કપાતાં મસ્તકોના તડાકા શબ્દ થવા લાગ્યા. ભ્રમરોના ઉડતા સમૂહો જેવાં તીક્ષણ છૂટતાં બાણોના બણબણાટ, હાથિયોના હુંકારા, અશ્વોના ખુંખારા અને શૂરવીરોના શૂર શબ્દો સાથે પરસ્પર બાથાબાથથી બાઝી પડતા હતા. આ રણસંગ્રામનો આ પ્રકારનો મામલો થયેલો જોઈ હરિસિંહ કેહેછે સાબાશ ! સાબાશ ! મુગલોના માનને મૂકાવનારે મેડતિયા બાહાદૂર વીરો. માલદેવના આરતાના આરંભમાં અસૂર થાય નહિ, તમારી ભૂખી

તરવારોને આજ મુગલરૂપી ભક્ષ મળ્યો છે !!! તેથી તેને તૃપ્ત કરો, અને આ તરફથી મારાજેવા બુઢ્ઢાના બે હાથ દેખાડવા હું ધસારો કરૂં છું. એમ કહી, અનોપસિંહને સાથે રાખી ઉભેલા અઢાર અમીરો ઉપર હુમલો કરી ટૂટી પડ્યો. તે વખત તમામ શૂરાઓએ એકી વખતે હરહર શબ્દ કરી અઢારે અમીરોના આત્માને મુક્ત કરેચા. પછી માલદેવ ઉપર હરિસિંહ દોડ્યો, તે દેખી જેમલની સ્ત્રી લલકારીને બોલી કે, રે! હરિસિંહ, તે તોરણે આવેલા કમનસીબ માલદેવને મારતો ના; કેમકે રજપૂતના તેલ ચડેલી બેટી હિંદુ અને મુસલમાનમાં કોઈ રાખશે નહીં. એવી રીતે શશિવદનીનું બોલવું સાંભળી અનોપસિંહે તરવારની અણીવડે માલદેવના માથાનો સવાલાખવાળો મોડ ઉતારી લીધો. ત્યારપછી તેણે પેહેરેલો જરીનો જામો મેડતિયા રજપૂતોએ કટકો કટકો તોડી લીધો, અને કોઈ ભલા ઘરની સ્ત્રિની ચોળી જેવા દેખાવથી છાતીના ભાગે રેહેવા દીધો. તે જામાને એ સ્થિતિમાં દેખી, માલદેવને લજ્જા પ્રાપ્ત થઈ, તેથી તે ઉઘાડે માથે પીઠ દેખાડી નાસવા લાગ્યો. તેને દેખી જેમલની રાણી બોલી કે, રે! ગમાર માલદેવ, તારા હાથમાં તું ખડ્ગ નચાવી મોટી બોલીયો બોલતો હતો, તે તું આ વખત કેમ નાશી જાયછે? થોડીવાર પગ ઠરાવીને ઉભો રેહે; અને આરતા બદલની મારી લાગત ચૂકાવતો જા !! હવે જે તારૂં જીવતર છે તે હાડાની કન્યા માટે

જેમ શ્રાદ્ધના દિવસોમાં કાગડાનાં માન વધે છે, તે રીતે આ લગ્ન થતા સુધીજ સમજવું.

શશિવદનીના મોઢેથી કઠોર વાક્યો નીકળતાં સાંભળી હરિસિંહે રણાંગણ વિષે જઈ પારકા પોતાના ઘાયલોને ઓળખી, આરામ થવા લાયક હતા તેમને ડોળીમાં ઘાલી મેડતે પોહોંચતા કર્યા, અને જે મૃત્યુવિના દુઃખી થતા હતા તેમને માલદેવના દેખતાં ઠાર કર્યા. તેથી ગભરાઈને માલદેવ બાર ગાઉ ઉપર પોતાના મુકામે જઈ પોહોંચ્યો. ત્યાં મસ્તાનઅલ્લી અને તાજઅલ્લી ચોપડ રમતા હતા. તે વખત માલદેવ પોકારીને બોલ્યો કે હવે મારે માટે ઘોર કે લાકડાં ? હું એજ માલદેવ છું જેણે શીરશાહ અથવા શેરશાહ (બાદશાહ) ને મારી હઠાવ્યો હતો, તે માલદેવને આજ હરિસિંહ જેવા બકાલે લૂંટી લીધો, માટે મારે અજમેર જઈ ફકીરી લેવી કે જંગલમાં જઈને યોગી થવું ? એ વીષે મને કાંઇ સૂજતું નથી; માટે હરિસિંહનું માથું લાવી આપો; અને શશિવદનીના હાથે આરતો કરાવું તોજ અનાજ ખાઉં, તેથી મારી આબરૂ રેહેશે, એવું સાંભળી તાજઅલ્લી તથા મસ્તાનઅલ્લીએ પોતાના બાકી રહેલા વીશ હજાર માણસનું લશ્કર, અને સિત્તેર તોપો સાથે મેડતા તરફ કુચ કર્યું, તે પેહેલાં રણભૂમિ વિષેથી નાસતાં માલદેવની કેડમાં રૂમાલથી બાંધેલો કટાર પડી ગયો હતો, તેની સાથે રાજકન્યાનું લગ્ન કરાવ્યું! અને હરિસિં

શશિવદનીને કહ્યું કે, તમારાં માતાપિતાને મળવું હોય તો મળીલ્યો. કારણ કે, મારી પાસેના એક હજાર સ્વારો પૈકી બસેં ઓછા થયાછે ! અને સામી બાજુથી ચાર હજાર જમદ્ધાર જઇ પોહોંચ્યાછે. તે ખબર તાજઅલ્લી, અને મસ્તાનઅલ્લીને થતાંજ મારા સામો આવશે, તે વખત પૂરી ખરાબી થશે. આના જવાબમાં રાણી બોલીકે, મારાં માબાપને મળવાનું હતું તે મળીચૂકીછું હવે આપણે અહિંથી ચાલો. આ તરફથી રાણી અને હરિસિંહની સ્વારી ઉપડી મુદામ મેડતે આવી માલદેવનો મોડ અને પાઘડી જેમલને નજરાણા તરીકે ભેટ કરી કહ્યુંકે—કાકાની નીશાની આપને અર્પણ કરૂંછું. જેમલે કહ્યું કે હરિસિંહ ! માલદેવ કાકાને તમે હિંદુ કે મુસલમાન એકેમાં ન રાખ્યો, તે કરતાં તેનું માથું કાપી લેવું હતું. જેથી તેને અગ્નિસંસ્કાર કરવામાં આવત. અર્થાત્ જન્મની ફાંસ નીકળી જાત.

બીજી તરફથી વીશ હજાર બાદશાહી ફોજ દળવાદળ જેવી ચડી, જેની ઉડતી રજે અસમાન છવાયું હતું. તેણે થોડા દિવસોમાં મેડતાથી પૂર્વ તરફ ત્રણ ગાઉ "લાંગા" નામના તળાવ ઉપર આવી ડેરા તાણ્યા, અને માલદેવે જેમલ ઉપર એક પરવાનો લખ્યો. તેમાં લખ્યું કે—"ઉગ્ર
"ભાગી પ્યારા પુત્ર અડગ ( ડગે નહિ એવો ) જેમલ !"
"તું ભલા નક્ષત્રમાં જન્મ્યો! જેથી નવકોટી મારવાડમાં"
"રાજ્ય સર કર્યું, અને ચાંદી ગાળીને પાયા પૂરી આકાશે"

"અડતા ખુરજે બાંધ્યાછે, તે અવિચળ રાખવાની"
"આશા (હરિસિંહ મને સોંપે તો) છે."

ઉપરનો કાગળ જેમલને પોહોંચ્યો, તે વાંચી તેનો ઉત્તર કાકા પ્રત્યે લખ્યો કે-"કાકા! આપતો સમુદ્ર અને"
"હું પર્જન્ય, આપ મેરૂ જેવા અચળ, હું ગણ્ડકીનો પ-"
"થ્થર*, આપ ગંભીર વડવૃક્ષ સમાન છો અને હું તો"
"નાનો તુળસીના રોપ જેવો છું. આપ આકાશ જેવામાં"
"હું ચંદ્રછું. આપ સિંહલદ્વીપના ગજ અને હુંતો શા-"
"દૂલનું નાનું બચ્ચું છું. તમે શેષ આગળ મારા જેવા"
"ગરૂડની શું ગુંજાસછે? તમે સમુદ્રમાં તરનાર લોહથી"
"જડેલા ઝાજ આગળ મારા જેવા લોહચુંબકનો શું આ-"
"શરોછે? આપ જેવા ભુજંગ આચળ હું કીડી કોણ"
"માત્ર છું! માટે કાકાજી મારી તરફથી, વિના મોલના"
"ઘાસ દાણા સાથે સવારે મીજબાની મળશે, તે સ્વી-"
"કારવા આપ કબૂલ કરશો; તે વખત હરિસિંહ હાજર"
"રેહેશે!!"

ઉપરનો જવાબ જેમલ તરફથી માલદેવને મળ્યો, તે વાંચી (તાજઅલ્લી મસ્તાનઅલ્લીને) બોલ્યો કે મારી ધમકીથી જેમલને ધાસ્તી લાગીછે, તેથી ઘાસ દાણો અને મિજબાની સાથે હરિસિંહને હાજર રાખવા કબૂલ કરેછે પણ તે કરતાં જરા જોરથી એક બીજો પરવાનો લખૂં તે

*શાળીગ્રામ.

પ્રમાણે જેમલ કબૂલ કરશે તો પછી લડાઈ કરવાની કાંઈ જરૂર રેહેશે નહીં. ( લખેછે. )

"બેટા તમારા પત્રમાં આપેલી કબૂલાત પ્રમાણે મારૂં"
"માગણું નથી પણ તારી તેગ ( તરવાર ), તરૂણી (સ્ત્રી)"
"અને હરિસિંહનું માથું કાપી હાજર કરો. એટલે દિલ્લીમાં"
"જઈ આરતો કરાવું અને તને પ્રાણદાન આપું, તેથી"
"મેડતા છોડી ગમે ત્યાં જઈ રેહેજે. 'માલદેવનો બીજો પરવાનો જોખમ ભરેલો વાંચી જેમલ ઊંડા વિચારમાં ઉતરી પડ્યો. એને ઉદાસ ચેરાથી બેઠેલો દેખી હરિસિંહ અને તેનો દીકરો અનોપસિંહ આવી બોલ્યા કે જેમલ ! તમે કાયર થઈ કાયમપણું ઇચ્છતા હશોતો અમારાં મસ્તક કાપી મોકલો કે, જેથી મેડતાની માલકી આબાદ રેહેશે; સ્ત્રી અને તરવાર બીજી મળશે; કાકા સાથેનો અણબનાવ પતી જશે. આવું સાંભળી જેમલ બોલ્યો. અરે ! હરિસિંહ ! તરવાર, સ્ત્રી અને હરિસિંહનું માગણું મારા માથાનો ઘાછે; તે જીવ ગયે પર હાથ જશે. માટે સવારમાં કાકાજી સામે મુકાબલો કરવા મારો મનસુબો છે. આ વાતને ઇશ્વરસિંહે ટેકો આપી માલદેવનો મજરો કરવા મુકરેર કર્યું. બીજી તરફ હરિસિંહ પોતાના પુત્ર અનોપસિંહને કેહેછે પુત્ર ! તારી ઉમર બાર વર્ષની છે, તેથી તું મારી સાથે આ-વીશ નહીં, કેમકે બાદશાહી દળવાદળ છે, માટે તારી મા-તા સાથે રેહેજે. અનોપસિંહે આ વાક્ય સાંભળીને જવાબ

આપ્યો કે, પિતાજી મારી માતા સાથે નવ માસપર્યંત રહીને ફક્ત નર્કનો અનુભવ કર્યો હતો, તે વિસારે પડવાનો આ વખત આવ્યોછે, તેમાં આપ આડા થાઓછો. પણ માણસને માથે મરણતો છેજ, તેનાથી ડરીને કીયા નિર્ભય સ્થાનમાં રહેવાશે? માટે મારી તરવારના બે હાથ આપ જૂવોતો ખરા !!

પ્રભાત થતાંજ રાઠોડ રજપૂતોનો સમૂહ મળ્યો. તે વખત ઈશ્વરસિંહ તથા જેમલે વ્યૂહ રચ્યો અને બીજી તરફ હરિસિંહ અને અનોપસિંહે રચ્યો. આ બંને વ્યૂહના અગ્રભાગે ચાર પોઠાં આવી ઉભા અને જેમલ બોલ્યો કે કાકાજી! ગયે કાલે અમે મિજબાની આપવાની જે કબૂલાત આપી હતી, તે આજ આપે બરોબર સ્વીકારી છે, પણ દાંણા વિના ઘાસની ગંજીઓ તૈયારછે! મરજી હોય તો ઉપયોગ કરીને પછી પધારો (અર્થાત્ ઘાસનાં તણ મોઢામાં લઇને જાઓ) અને તેટલેથી નારાજ થતા હશો તો તમારી માગેલી તરવાર પણ તૈયારછે, હરિસિંહ હાજરછે! અને તરણી જોઇતી હશે તો—(ક્રોધના આવેશમાં માલદેવ સામે તરવાર તાણીને) આ ભૂખીના ભોજન માટે તમે તત્પર રેહેજો! એટલું બોલતાં તો બંને બાજુથી તરવારો તણાવા લાગી, તોપોના અને બંદુકોના બાહાર થવા લાગ્યા, તુરંગો તળપવા લાગ્યા, જમદ્ધારથી તલબ લઈ તલબાનો હાજર થયા, મોરચા મંડાઈ ગયા,

વીરહાકો વાગવા લાગી, બાણ ને બરછિયો છૂટવા લાગી, મોરના ભયાનક શબ્દો થવા લાગ્યા. ઘનઘોર જેવું યુદ્ધનું સ્થળ દેખાવા લાગ્યું, તોપોના તડાકાથી ધરતી ધમકવા લાગી, સગર્મીઓ ચમકવા લાગી, નગરનાં છાપરાંનાં નળિયાં ખસવા લાગ્યાં, તળાવનાં પાણી ખસવા લાગ્યાં, વાદિત્રો વાગવા લાગ્યાં, કાયરો ભાગવા લાગ્યા, હાથિયોના હુંકારા શબ્દથી અશ્વો ભડકવા લાગ્યા, અને શૂરેશૂરા લડવા લાગ્યા. આ વખત ગુલાબના ફૂલ જેવો નાની વયનો અનોપસિંહ, પોતાની તરવાર તાણી તૂટી પડ્યો. તેણે કેટલાકને ઠાર કર્યા, પણ તેટલેથી તેનું મન તૃપ્ત ન થતાં તાલસ નામના અમીરના શિરે તરવાર મારી પણ પટાના ખેલાડી તાલસે તરવારનો દાવ ચૂકાવીને, તરવારવડે અનોપસિંહનું માથું ઉડાવી દીધું. તે દેખી હરિસિંહ ઘોડા ઉપરથી ઉતરી પોતાના શરીરે વિભૂતી ચોળવા લાગ્યો અને બોલ્યો કે—અરે પુત્ર! મેં તને ના પાડી છતાં બાળ હઠ કરી આ ફળ આપ્યું! હવે તારી માને હું શું જવાબ આપીશ? આ વખતે જેમલ બોલ્યો કે-અરે વાણિયા! તને લાભ મળવે રાજી થાયછે અને ખોટ જવાથી ખોટું માનેછે એ તારા શૌર્યપણાને છાજતું નથી, તું જો-હું મારી નજરે અનોપસિંહને દેખુંછું. આ વૈમાનમાં બેશીને સ્વર્ગને રસ્તે જાયછે.'

એવું સાંભળતાંજ હરિસિંહ પાછો ઘોડે ચઢ્યો અને તેણે

કાળની ફાળ માફક ઘોડાને કુદાવી તાલસના ટુકડા કરી નાખ્યા. તે દેખી નુસરતખાને હરિસિંહની પીઠ ઉપર તરવાર મારી એટલે તેને ધીક્કારે આપીને હરિસિંહે નુસરતના નસીબ ઉપરે તરવારનો ઘા કર્યો તેથી નાળીયેરની કાચલીની પેઠે માથાના ઉપરનો ભાગ ઉડી ગયો. તે વખત એકદમ રૂધિરની ધારાઓ ચાલી, બીજી તરફ જેમલે મેડતાની પૃથ્વીને નચાવવા માટે લાલ કસુંબાની ઓઢણી ઓઢાવી દીધી. ઈશ્વરસિંહે પોતાનો અમૂલ્ય વખત જાણી માલદેવને મજરો કરવા તાણેલી તરવારે ધસારો કર્યો. તે દેખી માલદેવ પોતાનો લૂંટાવેલ મુકામ મૂકીને પોબારા ગણી ગયો. તે થોડા દિવસમાં દિલ્હી જઈ અકબરની હજુરમાં હાજર થયો. પછી તેણે થએલી તમામ હકીકત તેને જાહેર કરી, તેથી બાદશાહ કોપાયમાન થઈ ગયો અને તેણે માલદેવની દોઢી બંધ કરી ( દરબારમાં આવવા મનાઈ કરી ) પણ માલદેવથી મિત્રાઈ રાખનાર માનસિંહ ( જેપુરનો માહારાજા ), હસન બેગદુતી, (ચાડીયો કરનાર ) અને ટોડરમલ, આ ત્રણને મળીને જેમલની ચાડી બાદશાહને પોહોંચાડી. તે ચાડી એવી હતી કે જેમલની પાસે ચાર ચીજો દુનિયાના પડદામાં શોધી જોતાં ન મળે તેવી છે તે બાદશાહના દરબારમાં શોભા આપશે. તે ચાર વસ્તુ એ છે. કે, જેમલને એક પુત્રી થઈ છે, તે બાર વર્ષની ઉમરે આવી પોહોંચી છે, તે ચાર જાતીની સ્ત્રિયો પૈકી પેહેલા

વર્ગની પદ્મણી જાતિની છે. તેનું નામ સંદલ છે, તથા એક દરીયાઈ ઘોડો, ત્રીજી વસ્તુ કનુચિત્તો, ( આ ચિત્તો જીવતો શિકાર પકડી લાવતો હતો. ) અને ચોથી ભરો હાથી, એ ચાર વસ્તુની હરીફાઈ કરનાર કોઈ પણ વસ્તુ આલમ જીહાંનમાં બીજે મળી આવનાર નથી. આ વાત હસનબેગ દુતી જેવા મિયાંના મોંઢેથી સાંભળી તેને અંગીકાર કરી અકબર બોલ્યો કે,—જેમલ મારો મિત્ર છે, માટે મને ના પાડનાર નથી. એ વાતને; આમેરનાથે (જેપુરના મહારાજે ) ટેકો આપ્યો, તેથી શાહને નિસ્ચય થયો એટલુંજ નહીં પણ પાસે બેઠેલો વીરમદેવ બોલી ઉઠ્યો કે જેમલ મારો ભત્રિજો થાય છે, એટલે ખુશીથી આપશે તો ઠીક છે, નહિ તો જોરથી પણ લઈ શકીશું ! વાસ્તે જોઈતું લશ્કર માલદેવની સાથે મોકલવું, અને ભૂરેખાં કેથલી ( કેથલનો ) સરદાર તરીકે સાથે રેહેશે.

અકબરે સર્વના મત પ્રમાણે ફોજ મોકલી, તે લઇને માલદેવ મેડતે આવી પોહોંચ્યો. પછી ભૂરેખાંનને માલદેવે કહ્યું કે જેમલ તો જેમલ છે ! પણ હરિસિંહ ઘણો વાંકો છે, માટે પ્રથમ ઝાડી કપાવી એક કીલ્લો કરીને લડવું ઠીક પડશે. ભૂરેખાં કેહેછે.—મારો દીકરો અને જેમલ એ બેઉ પગડીબદલ ભાઇછે; તેથી તેની મારફતે જેમલ પાસેથી ચાર જણશો મગાવી લઇએ, એટલે લડાઈ કરવી પડે નહીં, એમ કહી ભૂરેખાંએ પોતાના પુત્ર ઉપર પત્ર લખ્યો કે, "બેટા

જેમલની પાસેની ચાર જણશો તમારી દોસ્તિના હકમાં મળશે, તો બાદશાહે કરેલો હુકમ કોઈ પ્રકારની નુકસાની વિના અમલમાં આવશે, તેમાં આપણી સાબાશી વધશે અગર તે રીતે જેમલ ન માને તો, પછી તમારા હાથે મે-ડતા ખોદી નાખો—કે જેથી તમને મોટું ઈનામ મળશે." આવો પત્ર વાંચીને ભૂરેખાંનો દીકરો ઉત્તર લખેછે કે—"જેમલે મારાથી મિત્રતા કરીછે તે પોતાની પુત્રીનો ધર્મ ભ્રષ્ટ કરવા માટે નહીં! પણ સલાહ સંપ અને હાસ્યવિનોદ માટે રાખીછે. તે દોસ્તિના હકથી મને તેવા ફાંદામાં નાખવા આપ ચાહાતા હશો તો, હું કમર બાંધીને મેડતે જઈ પોહોંચ્યું છું!! અને જેમલનો મદદગાર થઈ તમારા સામે ઉભો રહીશ, એવો મિત્રતાનો હક મારો છે." પિતા પ્રત્યે પુત્રનો પત્ર પોચતાંજ અગ્નિ ઉત્પન્ન થવાથી ભૂરેખાંએ માલદેવને તૈયાર થવા હુકમ કરેચો તેપ્રમાણે સર્વ સેના સજ્જ થઈ અને યુદ્ધ આરંભ્યુ પણ માલદેવને પ્રથમની બે વખત બરોબર યાદ હતી, તેથી પરભારી ફત્તેહ થવા જેવા ડોળથી દૂર રેહેતો હતો. એક તરફથી હરહર, અને બીજી તરફથી અલ્લા અલ્લા ઉચરતા ઉન્મત્ત સિંહો સામ સામે જેમ જોડાય તેમ તે જોડાઈ ગયા. સમશેરો નીકળવા લાગી. શોણીતની શેડો ઉડવા લાગી અને ચોમાસાનાં પાણી વગ-ડામાં વેહેતાં હોય તે રીતે લોહીના વેહેળા વેહેવા લાગ્યા. રણભૂમિ વિષે ગીધ તથા સમળીયો ટૂટી પડવા લાગ્યાં

અને ભયાનક દેખાવ થઈ ગયો. શૂરવીરોનાં ઉપડતાં શસ્ત્રો અથડાવા લાગ્યાં, ભાલાઓ ભચ્ચા ભચ્ચ ભોંકાવા લાગ્યા, શૂરવીરોનાં શિરો પડવા લાગ્યાં. ભૂખી શસ્ત્રદેવીને પૂર્ણ ભક્ષ મળવાથી જેમલના જશ ગવાવા લાગ્યા. બીજી તરફથી ભૂરેખાં અને તેનો દીકરો દીલદારખાં, એ બેઉ જણા પોતાના ઘોડાઓને ફેરવી તેગો તાણી સામસામા આવી અડ્યા, અને ભૂરેખાં બોલ્યો કે રે બેટા! મોટું દુઃખ સહન કરી તને મોટો કરવાનું આ ફળ આપ્યું કે? મને બહુ દયા આવવાથી તારા ઉપર મારો હાથ ઉપડતો નથી. દીલદારખાં કેહેછેકે મોટી મુસીબતે મને મોટો કરચો તેનું આવી નામદારી વિના બીજું કીયું અધિક ફળ હશે? અને બેટો જાણી દયા આવતી હશે તો, તમારામાં તેટલું શૌર્ય કમી સમજાય છે; પણ નીમકહરામી થતા નહિ. કદાચ તમારૂં દીલ કાચું હોય તો તમારી આંખો ઉપર પડદા બાંધી મને તરવાર મારો અગર તમે નહીં મારો તો હું તો તમને માર્યાવિના છોડનાર નથી!! ભૂરેખાંએ જાણ્યું, હવે છેલ્લી વખત આવી પોહોંચી છે. તેથી બેઉ જણાએ ઘોડા ઉપરથી ઉતરી નીમાજ પડીને આમણ સામણ તરવારો ચલાવી, જેથી બંનેનાં માથાં પૃથ્વીપર દડાની પેઠે ગબડવા લાગ્યાં, તે દેખી બાંકિલો બાદશાઈ મોરચો હટી ગયો, અને માલદેવે ઉગરવાની આશા મૂકી દીધી, તે પડેલાં મુડદાં ભેગો પડ્યો. તેને શોધતાં લોહીના ખોબા ભરી પોતાના

અંગ ઉપર નાખતો દેખી જેમલે હાથ પકડી ઉઠાડ્યો અને પૂછ્યું કે કાકાજી નવી કાકીના ચારે ચકાર ( ચાંદલો, ચુંદડી, ચુડો, અને ચોટલો ) લૂંટાવવા ઘડી ઘડી લાલચ રાખવાનું કારણ શું છે ? અગર મુલક જોઇતો હોય તો આપું, મને મારવો હોય તો મારો પણ આટલી મેહેનત લેવાની શું જરૂર છે ? માલદેવે જવાબ આપ્યો કે પ્રથમ બતાવેલી ચાર વસ્તુ રજુ થશે તો લડાઇનો અંત આવશે. માલદેવ જેવો કટ્ટો શત્રુ હાથ આવ્યો છતાં ક્ષત્રિના ધારા પ્રમાણે સન્મુખ પગ ટકાવી ઉભો રહ્યો નહિ અને પીઠ બતાવી આડા હાથ ( સ્ત્રીની પેઠે ) ધરવાથી જતો કર્યો પરંતુ પદ્મણી પુત્રીનું માગણું તો શૂરવીરને ચાબુકથી ચમકાવવો અને કાળજાને કોરવા જેવું થઇ પડ્યું, એટલુંજ નહીં પણ અકબરશાહ સામે સંપૂર્ણ વૈર થયું તેથી તેની ફોજે સામે મેડતા કોણ માત્ર છે ! જેના અમિરોના તંબુ તાંણવા ત્રણ કોશની ગીરદ ગણાય છે ! તેના સાંમે થતાં બરોબરિયા મિત્રો, અને રૈયતનો ઘાણ નીકળી જશે તથા શરણ થતાં મુલકમાં માન ઘટશે, પુત્રીને પરણાવતાં કુળમાં કલંક, દેશમાં ડાગ, દુશ્મનોમાં હાસ્ય, મિત્રો ઉદાસ, ઈત્યાદિ અનેક સંકટો આવી પડયાં છે. તેનું નિવારણ થવા કેવા પ્રકારના ઉપાયો યોજવા ? એવા વિચારથી ઘણા જણનાં મત મળવા માટે, મેડતાની કચેરીમાં જેમલે સભા ભરીને પોતાના મનમાં ઘોળાતા, ઉપરના વિચારો પ્રગટ કરેચા તે એકાગ્ર ચિત્તે સર્વે સાંભળીને.—

**ઇશ્વરસિંહ**—જેમલ! માબાપે જન્મ આપ્યો પણ કર્મતો કીરતારે આપ્યુંછે, માટે ભોગવ્યા વિના છૂટકો નથી, બેટીની બાંય પકડી મ્લેચ્છના ઘરમાં મોકલવા માટે અમે બંડળનો વેષ લીધો નથી.

**જગમલ**—આપણા રજપૂતો બાદશાઈ ફોજ સામે લોટમાં લુંણ જેવાછે, માટે જ્યાં અન્ન પાણીની બોળાઇ હોય તેવા અભયસ્થળમાં રેહેવું ઠીકછે.

**ચંદ્રસેન**—(ઇશ્વરસિંહને) અગ્નિ, જળ, શસ્ત્ર, અને શિકાર મળશે તો પછી અન્નની જરૂર જણાતી નથી.

**જેમલ**—મારૂં છેલું પ્રશ્ન એવુંછે કે, લડવા માટે સવડ મળે તેવું કીયું સ્થળ પ્રાપ્ત થાય તો ઠીક?

**કુંભલનેરા**—કુંભલગઢમાં જઈ રેહેવું, કે મામાની મદદ મળશે.

**હરિસિંહ**—બુંદીકોટાના હઠીલા હાડા જરૂર રેહેવા જગો આપશે.

**ઈશ્વરસિંહ**—માળવામાં મુકામ કરીએતો,તેદેશ રસાળ છે.

**જગમલ**—મંડોવર મારી નજરમાં આવેછે, જેમાં પૂર્વજો રેહેતા.

**ચંદ્રસેન**—બનારસ (કાશી) ઠીકછે, એક પંથ દો કાજ.

**ખૂમો હજામ**—મારી ધ્યાનમાં તો જેસલમેર ઠીક પડશે. (જેસલમેરમાં તે હજામ પરણ્યો હતો.)

**અખુચારણ**—(થોડું સ્મિત કરીને મહારાજ ખૂંમાહજા-

મનું કહેવું બરોબરછે, પણ મને એક સવૈયો આવડેછે, માટે સભાની મરજી હોય તો બોલું.

**સભાસદો**—આ સભા હાસ્યવિનોદ માટે થઈ નથી, તે બાબત ઉપર ધ્યાન રાખી બોલશો તો ફીકર નથી.

**અખુચારણ**— **सवैया.**

मालव शिश मंडोबरहे मुख,नाक चितोड सुशोभ भनीहे,
बंदिरु कोटो सुद्धे द्रग है अरु पूरि बनारश बाहु बनीहे;
मेरतो नामि पंजाब ऊभय पग लाहुर सीश्नरु शोंथ थनीहे,
जाहर जेसलमेर जिहांनमे हिंदुस्थानकी वो हगनी हे. १.

ભાવાર્થ—માળવા માથું, મંડોવર મુખ, ચીતોડ નાકની શોભા કહીછે, બુંદીકોટા એ બે નેત્રો, અને કાશી તો હાથ છે, નાભી મેડતા, પંજાબ બે પગછે, લાહોર પેસાબની જગોછે, સુંથ સ્તનછે, પણ જગમાં જાહેર જેસલમેર તો હિંદુસ્તાનનું અપદ્વારછે.

**સભાસદો**—( થોડું હસીને ) કવિરાજ તમારી દૃષ્ટિ સર્વે ઠેકાણે પોહોંચતી હશે માટે તમે એક સ્થળ નક્કી કરી આપો, તે અમો સર્વને મંજુર છે.

**અખુચારણ**—અમુક કીલ્લો શ્રેષ્ટછે, એમ પ્રથમના કીલ્લાનું નામ હું દેતો નથી! પણ આ કુંડળિયામાં જે કીલ્લો સર્વાનુમતે નક્કી થાય, તેમાં જઈ રેહેવું ઠીક પડશે.

## कुंडलियो,

[1]चोडो गढ चीतोडको, [2]करडो कुंभलमेर,
ऊंचो अति आशेरको, ऐसोहि अजमेर;
ऐसोहि अजमेर गुज्ज गढ रणत भमरको,
मांडल गढ [3]आमेर जाण तेशो नरवरको,
छोट मोटको क्या चलीये चलते लडो न बेर,
[4]चोडो घड चीतोडको करडो कुंभलमेर.

આપુએ કુંડળિયામાં ચીતોડ ગઢ બતાવ્યો. તે વાત સર્વાનુમતે નક્કી ઠરવાથી સર્વ રજપૂતોને જેમલે પૂછ્યું કે જગત્માં વધારે જીવવાની જેને ઉમેદ હશે, સ્ત્રી, ધન પુત્રાદિનો મોહ જેને હશે, તેણે મેડતામાં રેહેવું, અને જેનો મત તેનાથી ઉલટો હશે, તેણે આવતે કાલ સવારે શસ્ત્રો સજી મેડતાને છેલ્લો જવાર કરી અમારી સાથે ચાલવું. જેમલનો આવો હુકમ સાંભળી બીજે દિવસે જેના મનમાં લાગણી હતી તેટલા પગ પ્યાદાએ કોઇને કાંઈ ન પૂછતાં કુંભલમેરનો રસ્તો પકડી લીધો, અને ઘોડેસ્વારો એકઠા મળી અફીણ કસુંબો પીને નગારે ડંકો દઈ દોહોડ પોહોર દિવસ ચડતે ચાલી નીકળ્યા. તે સર્વ મળી સાત હજાર મેડતીયા રજ-

---

૧ પોહોળો અથવા જાહેર. ૨ કઠીણ અથવા વાંકો. ૩ જેપુર. ૪ ચાલતાં અથવા બદલાતાં વાર લાગે નહીં.

પૂતો રણ વિશે શત્રુઓને સંહારવા સરખા હતા. જ્યાં કું-ભલમેર જઈ પોહોંચ્યા ત્યાં જેમલે પોતાના મામા સોહિ-લસિંહની સલાહ લેતાં ચિતોડ ગઢ ઉપર "*ફતેસિંહ" (ફતો) પાસે રેહેવા જણાવ્યું, તે પ્રમાણે રાઠોડદળ ચિ-તોડ તરફ ચાલ્યું. તેવી માલદેવને માહિતી મળવાથી મુ-દામ માણસ સાથે સંદેશો મોકલ્યો કે, (ચીતોડમાં ફતેસિંહ

*ફતો અને દેવીસિંહ એ બે ભાઈ જેમલના મામા સો-હિલસિંહના દીકરા હતા, તે તેના કાકા ઉદેસિંહ પાસે ચિ-તોડમાં રેહેતા હતા. તે બહુ જમાંમરદ હતા પણ ઉદેસિંહથી અણબનાવ હતો, તેથી ચિતોડનો કીલ્લો ફતેસિંહે સ્વાધિન કરી લીધો હતો. ઉદેસિંહ અફીણી, આળસુ તથા અપો-હોંચવાળો હતો. ફત્તો કોઇને સલામ કરતો નહીં, તે ફતે-સિંહથી જેમલને બાળપણમાં બહુ પ્રીતિ હતી, પરંતુ કેટલાંક વર્ષ થઈ જવે એક બીજાને દેખવાથી ઓળખી શકે તેમ ન હતું. ફતેસિંહ સાખ્યે શિશોદીયો હતો, તે ઉદેપુરના મહારાજાના ફમાનુયાયી ચંદ્રસિંહ જે કે સલુંબ-રમાં ગાદી સ્થાપન કરી રેહેતા તેના વંશમાં સોહિલસિંહ હતો તે તેનો દીકરો થતો હતો. અને ચિતોડમાં નામદારી મેળવનાર પ્રતાપ રાણાના વંશમાં આ ઉદેસિંહ હતો.

રાઠોડ અને શિશોદિયામાં બેટીનો વેહેવાર લાખારાણાથી શરૂ થયો હતો. જોધપૂર વસાવનાર જોધાજી રાઠોડની બે-હેન લાખાસાથે પરણાવી હતી ત્યારથી એ સગપણ ચાલ્યાં આવેછે.

ઉપર ) "તમારી તરફ એક વણઝારો પોઠ લઈ આવેછે, તે વણઝારાની વહુ ઘણી રૂપવાનછે, તે પોતાના ઘુમંડમાં લોકોને ઠગીને કોઇને હાંસલ આપતો નથી માટે તેને તમારી હદમાં પેસવા દેશો નહિ" એ ખબર ફતેસિંહના જાણવામાં આવી તે દરમીયાન ચીતોડ નજીક પાંચ ગાઉ ઉપર જેમલ જઈ પોહોંચ્યો. ત્યાં એક ગાઢી ઝાડીનું જબરૂં જંગલ જોઈ મુકામ જમાવ્યો તે વખત કોઈ મુસાફરે જણાવ્યું કે, આ જંગલમાં એક મોટો સિંહછે, તેણે મુસાફરોનો મારગ રોકયોછે; તેવું સાંભળી જેમલે પાંચસેં સ્વારો સાથે હરિસિંહને રાણીના રક્ષણ માટે પોતે સિંહના સીકાર માટે ગયો. ત્યારપછી ફતેસિંહને વણઝારાની પોઠનો પત્તો મળવાથી કેટલાક માણસો સાથે લઈ કીલ્લાથી નીચે ઉતર્યો, અને એક દૂત સાથે શશિવદનીને સંદેશો મોકલ્યો કે વણઝારાને વેહેતો મૂકી મારા મેહેલમાં દાખલ થવા મેહેરબાની કરીશ તો, તારા જન્મનું દુઃખ જશે, આ સંદેશાના જવાબમાં જેમલની રાણીએ જણાવ્યું કે, "ત્રિયા તેલ હમીર હઠ ચડે ન બીજીવાર" શરણે આવેલા વિપત્તિવાનને સંભાળવા તથા સહાય થવું એ તમારૂં કામછે. પણ અઘટિત કર્મ, ક્ષત્રિયોને છાજતું નથી. ફતેસિંહે ફરી કાહાવ્યું કે હાંસલ નૃહિં ભરવાની ઠગાઇ કરનાર તને હું સારી રીતે ઓળખુંછું, માટે સંગતના સહવાસમાં ભાગ પડેલું ભટકવું મૂકી ચીતોડમાં ચાલો !

હવે શશિવદની સમજી કે ફતેસિંહ ફાવી જશે તેથી હરિસિંહને હાડીએ હાંસલ ચુકાવવા ઉશ્કેર્યો. એટલે તૈયાર ઉભેલા રણધીરાએ તુરત તરવારો તાણી તુટી પડ્યા. તે વખતની તડાતડીમાં તુંબડાં જેવાં એક બીજાનાં શિરો તુટવા લાગ્યાં. બંદુકોના બાહાર થવા લાગ્યા અને તીર છૂટવા લાગ્યા. અખુચારણ રાઠોડના રજપૂતોને વીરોની ગણનામાં નુંધવા લાગ્યો અને હઠીલો હરિસિંહ હાડી રાણીને હસાવવા હોળીને હમચી ખૂંદવા લાગ્યો. ચોસઠ ચોતોડીને કાપી રસ્તો રૂંધવા લાગ્યો. તે સમયે ફતેસિંહ પણ કૂદવા લાગ્યો, અને બંને બાજુની સેનાના બંને મોખરે બેઉ ઘોડા ઉપર ચડી ઘૂમવા લાગ્યા. ફતેસિંહ બોલ્યો કે, એ બુઢા મરદ તારી ગરદમાં ધવાએલા ધાયેલો જેવો મને જાણતો નહીં! પણ તારા તનના લેબાસ ઉપરથી પૂછુંછું કે તું કોણ જાતનો જૂવાનછે? હરિસિંહે જવાબ આપ્યો કે સાબાશ શૂરા ફતેમલ! સાબાશ! લડાઇના મેદાનમાં કીયા વિવાહમાં વાંધો ઉઠનાર છે? કે જેથી જાત જાણવાની જરૂર પડીછે!! અગર જાત કરતાં રાત પૂછવી હતી. હું તારા સરખા રાણી જાયા રજપૂતોને રણમાં રોળનાર હરિસિંહ હાડાનો હવાલો સાચવનાર સિપાઈ છું. આવું સાંભળતાંજ બંનેનાં રોમ ઉભાં થયાં. પરસ્પરમાં ઘોર યુદ્ધ ચાલ્યું. તે વખતે ફતેસિંહે સાંગ ફેરવીને હરિસિંહના માથામાં મારી. એવોજ તે ઘોડા ઉપરથી ગબડી પડ્યો!!!

અને બોલ્યો કે મારાથી બન્યું તેટલી વખત રક્ષણ કર્યું. હવે તું તારૂં જાણે, પણ જેમલ અને ફતો એ બંને મળશે તે વખતે એક ફેરો હું આવીશ!!! એટલામાં સિંહનો શિકાર કરી જેમલ આવતો હતો, તેની સામે હરિસિંહ સંબંધિ માઠા પરિણામની ખબર લઈ આવતો એપિયો મળ્યો. તે વખત જેમલે દીલગીરીથી જાહેર કર્યું કે મારી સહાય કરનાર બાંહ્ય તુટી ગઇ! ભાથામાંથી તીર ધરનાર પણ તુટી ગઈ. અરેરે! હે હરિસિંહ! રાઠોડને રણમાં રખડતો મૂક્યો? તારા શત્રુઓને સંહારવા સત્વર રસ્તા ખુટતો નથા, અરે! હું એકલો રહ્યો! એમ કહી અશ્વને એડી મારી લગામ છૂટી મૂકવાથી તાબડતોબ જેમલ, ફતા ઉપર આવી પડ્યો અને બાણ ચડાવી કાન સુધી કમાન તાંણી. તે વખતે ફતે સાંગ ફેરવી; તે દેખી જેમલની છાતી ધડકવા લાગી, તેથી પીઠ ફેરવી રાણી સામું જોતાં હાડી બોલી કે સાંગ જેવા નિર્જીવ પદાર્થની ધાસ્તી રાખી ધડકોછો પણ ક્ષત્રિ લોકો રણ મૂકી કોયે ઠેકાણે જનારછે? યુદ્ધ જેવા ઘંટીના ફેરામાં શૂરા જેવા! દળાતા દાણામાંથી કેટલાક બચેછે તે દાખલો યાદ લાવી અંગરખાની કસો (બંધ) છોડી છાતીની ઢાલ કરી સનમુખ નહિ લડેતો, અંતે કાળતો કોળિયો કરી જશે. મરદને ગર્દરૂપી દરદનો દુખાવો થતો નથી. એટલું સાંભળતાં જેમલ અને ઇશ્વરસિંહે ધુસ્સે થઇને ફતા ઉપર ઘોડાની

લગામ છોડી દીધી. બીજી તરફથી ફતેસિંહે પણ અશ્વ લલકારી મૂક્યો. એક તરફથી બાણ બરછી અને તરવારો ચળકવા લાગ્યાં. બીજી તરફથી તેવાંજ બીજાં શસ્ત્રો ઝળકવા લાગ્યાં. જેમલે ચઢાવેલી કમાનમાંથી બાણ છૂટતાંજ ફત્તાનો ઘોડો ઘાયલ થયો. તેજ રીતે ફત્તાની સાંગથી જેમલનો ઘોડો નીચે પડ્યો. ત્યારપછી જેમલે તરવાર તાંણી અને ફતે સાંગ ફેરવી પરસ્પરમાં વિકરાળ વેશે પ્રહાર કરવા ધસી આવ્યા. તે દેખાને અપ્પુચારણે આવી દવાઈ દીધી, અને ઓળખાવ્યા કે, ફતેસિંહ. આ જેમલ છે તેના ઉપર ઘા કરવો ઘટિત નથી, અરે ! જેમલ ! જેને આશરે આવ્યા છો તે ફતેસિંહછે; એટલું સાંભળતાં બેઉ ભાઈઓએ હથિયારો ફેંકી દીધાં અને બન્ને બાથ ભીડીને બાઝી પડ્યા. સુખ દુઃખની વાતો કરી શાંત થયા. ત્યારપછી ફતેસિંહે જેમલને કહ્યું કે તમે ચીતોડમાં ચાલો. તમારા નામની દવાઈ ફેરવીશું ! અને અકબર સામે લડીશું *એકલંગજી. આપણી ફતે કરશે. જેમલ કેહેછે મારી એક તરફની ભુજા જે હરિસિંહ તેનું હરણ થયું તે પાછો મળનાર નથી માટે, હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે તેને બાર દિવસ થયા પછી આપના કેહેવા પ્રમાણે કરવામાં આવશે. ત્યારપછી ફતેસિંહે પોતાનો કબીલો ચીતોડ ગઢ ઉપરથી નીચે બોલાવી લીધો. ત્યાં રેહેતાં બારમા

*માહાદેવ.

દિવસે રજપૂતોનું રાવણું, અને બીજી તરફ જનાનખાનામાં સ્ત્રિયોની મીજલસ જમવા બેઠી *આસવ અને ×આમીસ ઉડવા લાગ્યાં, પરસ્પરમાં ‡મનવારો થવાં લાગી, બાળપણાની મિત્રાચારી યાદ લાવી પ્યાલા પાવા લાગ્યા, તેજ રીતે રાણિયોમાં પણ થવા લાગ્યું. નિશાની છાયા નેત્રોમાં જણાવા લાગી. અન્યોન્યમાં મશ્કરીયો થવા લાગી, એક બીજીને હાસ્ય કરી હસાવા લાગી, મારા સમ તમારા સમ કરી એક બીજીના હાથ તાણતી આનંદમાં આવી હતીયો. આ પ્રસંગે જેમલની રાણીયે ફતેમલની સ્ત્રીને બેશુદ્ધ કરવાનો ઘાટ ઘડ્યો. તે વખત હાડીના હઇયામાં હરિસિંહ આવી ચડ્યો, તેથી (હરીસિંહ મરતી વખત બોલ્યો હતો કે જેમલને ફત્તો જે વખત મળીને બેસશે તે વખત હું આવીશ તે આ અવસર હતો) શશીવદનીયે નીશામાં પોતાની દાસીને હુકમ કર્યો કે, બાહાર જઇને જોઇ આવ-હરિસિંહ શું કરેછે? દાસી દારૂના કેફમાં તેજ વખત બોલી ઉઠે કે, બાઇ સાહેબ! હરિસિંહને ફતેસિંહે મારી નાખ્યોછે, તેના બારમાંની આ ગંમતછે! એટલું સાંભળતાં તો હાડીના હાડમાં હરિસિંહ ખૂચવા લાગ્યો, તેથી કલમ ખડીઓ મંગાવીને પોતાના પતિ જેમલ ઉપર ચોઠી લખીકે,—"હરિસિંહને મારનાર શત્રુના સાથમાં શાણપણ સજ્યુંછે પણ, તેના શત્રુને માર્યા

*મદીરા. ×માંસ, ‡આગતા સ્વાગતા.

વિના મેં તમારૂં મુખ જોવું તજ્યું છે !" ગોડીમાં લખે-
લા કટાક્ષના બોલો જેમલે વાંચવાંજ ચમકીને તરવાર ઉ-
પર હાથ નાખ્યો. તે વખત તુરત ફતેસિંહે હાથ પકડી
કારણ પૂછતાં, હરિસિંહનું વૈર યાદ આવ્યાનું બતાવવાથી
ફતેમલે પોતાનું માથું જેમલના ખોળામાં મૂક્યું, અને મા-
રવાનું કહેતાં ગુન્હો માફ કરી મ્યાનથી કાઢેલી તરવાર પા-
છી મૂકી; નવી મુલાકાતની માફક ઉઠી મળ્યા. ત્યારપછી
પચરંગી પોશાકે સ્વારી સજી ચીતોડ *ગઢમા દાખલ થયા.
તે વખત મેહેલમાં બેઠેલી ફતેસિંહની માતા નામે વીરમ-
દેવીએ બંને ભાઇઓને આવતા દેખી પુષ્પવૃષ્ટિ કરી
આશીર્વાદ આપ્યો કે તમારો જય થાવ !!

---

* ચીતોડ નામનો કીલ્લો ઉદેપુરની પાસેજછે, તે એક પર્વત ઉપર તેનો એક મૈલનો ચડાવ છે, અને બાર મૈ-લના ઘેરાવામાં છે, તેના ઉપર ચડવાનો રસ્તો એકજ છે. તે રસ્તેથી મેહેલમાં જતાં દરવાજા છ ઉલંઘવા પડે છે, તે દરવાજા ઊંચા છે અને હિંદુસ્તાનની અસલ કારીગરી-નો દેખાવ તેના ઉપર છે, તે કીલ્લામાં મહાદેવનાં ઘણાં મંદીરો અને રાજમેહેલ નાના નાના બન્યા છે, તેમાં ન-કશી કામ જોવા જેવું કોતરેલું છે, તે કીલ્લામાં પાણીના કુંડો (જળાશય) ઠેકાણે ઠેકાણે ભરેલા છે, તેવા ૮૪ કુંડો-છે તે પૈકી બાર કુંડો તો બારે માસ ભર્યા રહેછે, સર્વથી શ્રેષ્ટ દેખવા લાયક બે કીર્તિ સ્તંભ છે, તેમાંથી એક ફુટી

જેમલ ફત્તો ચોપડના ખેલાડુ મુલકોમાં મશહુર હતા. તે બંને જણા મેહેલમાં બેઠા એક રોજ ચોપડ ખેલતા હતા તે વખતે તે મેહેલ નીચે થઈ સેંકડો લોકો નાહાવા જતા હતા. તે દેખી જેમલે પૂછ્યું કે, આજ શું તેવારછે? ફત્તો કહેછે ગયે કાલ ગ્રહણ હતું તેથી લોકો નાહાવા જાય છે. તે વખત ફત્તાના કાકા ઉદેસિંહની સ્વારી ના-

---

ગયો છે, અને બીજો આરસ પથ્થરનોં કાયમ છે, તે મીરાંબાઈના પતિ કુંભારાણાએ બનાવેલો છે, તે ૧૨૨ ફુટ ઉંચો છે, તેમાં કરેલી કોતરણી વિશે માહાદેવ અને પાર્વતી મુર્તિઓ વધારે છે. તેને પગથીયાં છે, તે ઉપર ચડી જોતાં બહુ દુર નજર પોહોંચે છે. આ કીલ્લામાં જે વખત વસ્તી હશે તે વખતના દેખાવથી ઉલટો આજ દેખાવ એવો છે કે, હર જગે મકાનો ટુટેલાં ઉજ્જડ અને ઝાડીથી ભરપૂર છે; તેજ કીલ્લામાં માહારાજા ભીમસિંહની પદ્મિણી રાણી સન ૧૩૦૩ માં અલ્લાઉદ્દીનના જુલમથી આબરૂ બચાવવા પોતે સતી થઈ હતી. તથા તેજ કીલ્લામાં કીરણાવતી રાણી ગુજરાતના બાદશાહ બાહાદુરશાના જુલમથી આબરૂ બચાવવા માટે પોતે તથા પોતાની સાથે બીજી તેર હજાર સ્ત્રિઓ અગ્નિ પ્રવેશ કરી બળી મુઈ હતી અને બત્રીશ હજાર રજપૂતો કેશરીયાં કરી મ્લેચ્છોનો સંહાર કરી મરણ પામ્યા હતા. ત્યાર પછી જેમલ અને ફતેસિંહ લડ્યા, તે વખતની હકીકત હવે પછી લખવામાં આવશે.

હાવા જતી દેખી જેમલ તૈયાર થયો, તે અને ઉદેસિંહ લગભગ ગૌકુંડ ઉપર બે જણ મળ્યા, મામો ભાણેજ એક બીજાને ઓળખતા ન હતા તેથી બંને સ્વારીયો પાસે થઇ નીકળી ત્યાર પછી આગળ જતાં જેમલના જાણવામાં આવ્યેથી, ઘોડો ફેરવી મામાને મજરો કર્યો, પણ કૃત્તાનો મિત્ર સમજી મામાએ જવાર કબુલ કર્યો નહીં. જેમલે તેનું કારણ પૂછતાં ઉદેસિંહ બોલ્યો કે ગૌકુંડ ઉપર આપણે સાત ચોપડ બાજી ખેલીયે તો વૈર મટે. આ વાત જેમલે કબુલ કર્યા પ્રમાણે મહાભારતનું મૂળ ( ચોપડ ) માંડી બેઠા. તે વખત ઉપરાઉપરી ત્રણ રમત જેમલ ઝીત્યો, તેથી ઉદેસિંહને રીસ આવવાથી જેમલને મારવા કટારી કાહાડી. તેજ વખત મામાનો હાથ મરેડી કટાર છીનાવી લેઇ મુષ્ટિપ્રહાર કરવાનો વિચાર કરતાં યાદ આવ્યું કે. કુંભલમેરમાં વાણિયાના *ઘરમાં ઢીલી દાળ ભાત ખાઇ ઉછરેલા ઉપર હાથ

* ઉદેસિંહની રાખેલી સ્ત્રી આમળ તે શિઆળ જેવો હતો. તેનામાં બીલકુલ રજપૂતીપણું ન હતું; કારણ કે તે બહાદૂર રાણાસંગનો છોકરો હતો પણ .તેને સંગ. ન હતો. સંગના મરણ પછી તેનો પુત્ર વિક્રમજીત ગાદીએ બેઠો, તે પોતાના સરદારોથી વિરૂદ્ધ ચાલતો હતો, તેથી તેને મારીને સંગનો ભાઇ જે પૃથુરાજ તેનો દીકરો વનવીર ગાદીએ બેઠો. તેને આડી આવનારી અડચણ ફક્ત ઉદેસિંહ હતો, તેને મારી નાખવાનો ઇરાદો દાસીના સાંભળવામાં આવ્યેથી ફળ ભરેલી એક ટોપલીમાં છુપાવી નીચે ઉતાર્યો, અને વનવીર

ઉપાડી ક્ષત્રિપણું શું બતાવવાનું હતું ! એવા વિચારથી જતો કરી પોતપોતાના મુકામે જતાં મારગમાં ઉદેસિંહની દીકરી પોતાના મેહેલમાં બેઠેલી હતી, તણે આ હકીકત નજરે દેખી જેમલને બોલી મારી કે, "પોતાનું ઘર ખોઇ પારકાને પુણનાર? શરણ આવેલો શૂરવીરપણું બતાવે છે પણ, માલદેવ જેવા મણીધરની ‡ફણીના ફુંફાડા કાને પણ સાંભળ્યા નહિ હોય " રાજકન્યાનાં કટુ વચનની દરકાર જેમલે ન રાખતાં થયેલી હકીકત ફતેસિંહને જાહેર કરી, તે ઉપરથી ફતેમલ બોલ્યો કે ઉદેસિંહથી શત્રુવટ ધરાવનાર હું હતો, અને બીજો તું આવી મળ્યો; હવે બને તે ખરૂં, એવું બોલી બંનેજણા દારૂ પીવા બેઠા અને જે વખત તેમને ભરપુર નિશો ચઢ્યો, તે વખત ફત્તો બોલ્યો કે, ( પોતાના મેહેલમાં જડેલી તસ-

---

જે વખત તરવાર ખેંચી મારવા આવ્યો તે વખત દાસીએ પોતાના દીકરાને ઉદેસંગ કરી બતાવ્યો ! એટલે તે બાળકને કતલ કર્યું ! ! ત્યારપછી ઉદેસંગના રક્ષણ માટે બુંદી, ઈડર, ડુંગરપુર વગેરે ઠેકાણે ફેરવ્યો, પણ વિશ્વાસ ન આવવાથી છેવટ કુંભલમેરના સુબા તરીકે હાકમી ભોગવનાર દેવરા, જાતનો જૈન વાણિયો હતો, તેના ખોળામાં નાખી દીધો. ત્યાં વાણિયાંણીને ધાવીને ઉછર્યો અને આશા શાહે (સુબો) જૈન બોધ સારો આપ્યો હતો, તેથી અડવા જેવો ઉદેસિંહ બન્યો હતો, તેણેજ ચીતોડનું ચીત્રોડ વાળ્યું. તેજ ઉદેસિંહની માતા કરણાવતી જે તેર હજાર સ્ત્રિયોની સાથે અગ્નિ પ્રવેશ કરી સતી થઈ હતી.

‡ સર્પ.

બીરો સામે આંગળી કરીને )જેમલ! દિલ્લીવિષે અકબરની કચેરીથી આપ સારી રીતે વાકફ છો તેથી પૂછુંછું કે, ત્યાં આ રીતે ઉમરાવો બેસે છે ? જેમલ બોલ્યો હા, તેજ રીતે.

ફતેસિંહ—ત્યારે તે સભા આપણે જોવા જઇશું ?

**જેમલ**—ચુલાની ગરમીથી તપેલો બહાર આવે પણ, બહારનો માણસ જાણી બુજીને ભઠ્ઠીમાં પેસે એવો કોણ મૂર્ખ હોય ?

ફતેસિંહ—દિલ્લીનો દરબાર શું બળતી ભઠ્ઠી જેવો છે ?

**જેમલ**—તમારે અને મારે માટે તેવોજ છે.

ફતેસિંહ—તેમ હોય તો તમે તેને માટે કાંઇ ઉપાય કરતા નથી ?

**જેમલ**—માલદેવ કાકા જેવા એક માણસ માટે ઇલાજ કરતાં મેડતા મૂકી ચીતોડ આવવું પડ્યું છે **અને**--

**ફતેસિંહ**—ક્ષત્રી લોકો દુશ્મનોથી ડરીને છુપી રેહેવા જન્મેલા છે ?

**જેમલ**—પ્રસંગ આવ્યાં પછી ગુપ્ત રેહેવાય નહિ પણ તે પેહેલાં જાણી બુજીને બળવાન સામે બાથ ભીડાવવી એ સારૂં નહિં.

**ફતેસિંહ**—તપાસ કર્યાં વિના સબળ નિર્બળની ખબર કેમ પડે। અગર વાદળનો મોટો સમૂહ હોય છે, તો પણ વીજળીનો પ્રકાશ દબાતો નથી, પરંતુ વાદળ વેરાઇ જાય તોજ વીજળી બંધ થાય છે.

જેમલ્લ—બાદશાઈ આગળ આપણે તો આટામાં લુંણ જેવા !

ફતેસિંહ—મીઠું થોડું છતાં સ્વાદ સારો દેખાડે છે.

જેમલ--સામી બાજુથી આપેલી *ગાળ ઉલટાવિયે નહિ તો તેનો વધારો થાય નહિ (એક વખત લડાઈ થઈ તે પછી ન જગાવિયે.)

ફત્તેસિંહ—ગમે તેમ થાય તો પણ દિલ્લીનો દરબાર તો જરૂર જોવો. બંને ભાઇયો વચ્ચે કેટલીક તકરાર થયા પછી દિલ્લી જવા ઠરાવ કરેચો અને કેટલેક દિવસે જઈ પોહોચ્યા; ત્યાં બાદશાઈ ચીમનબાગમાં મુકામ કરી છ માસ પડ્યા રહ્યા પરંતુ ત્યાં સુધી અકબરને કોઇએ ખબર કરી નહિ.

એક દિવસે જેપુરના માહારાજા માનસિંહજી તથા ટોડરમલ એ બંને સેહેલ કરવાને બાને ચીમનબાગ તરફ જતા હતા, તે વખતે દૂરથી રાઠોડી અને ચીતોડી નિશાનો ફરકતી દેખી ચોબદારે બાદશાહને ખબર આપી. ત્યાં એક બીજાની મુલાકાત થઈ. ત્યાર પછી પ્રસંગોપાત વાતો ચાલતાં અકબરને યાદ આવ્યું કે, ઘણા દિવસ થયા છતાં જેમલે તેની દીકરીની શાદી માટે નાળિયર મોકલ્યું નહિં તેનું શું કારણ? તે સમજાતું નથી. આટલું બોલતાંજ આ-

*दूहो. आंवत गारी एक हे, उलटत होत अनेक;
कबीर जो उलटे नहि, तो रहे एकको एक. १

બેરનાથ બોલી ઉઠ્યો કે, જેમલ અને તેની સાથે ફત્તો એ બંને આવ્યા છે, માટે મરજી મુજબ થાય એવું સાંભળી અકબર ખુશી થયો, અને આવતે કાલ બંનેની મુલાકાત માટે કચેરીમાં બોલાવવા વરધી આપી, તે પ્રમાણે બીજે દિવસે બંને ભાઇયો હાજર થયા. તે વખતે જેમલ બાદશાહી ધારા મુજબ સલામ કરીને પોતાની મીસલમાં બેઠો, પણ, ફત્તા અગડી ( અટકી ) એ કોઇને સલામ ન કરતાં પોતાની મીસલ દાબી લીધી. ફતેસિંહના અગડીપણાની ખબર બાદશાહને ન હતી, તેથી તેમના ગયા પછી પૂછતાં ખબર મળી કે, ફત્તો કોઇને નમતો નથી, એવી તેને અટક છે, બીજે દિવસે અકબરે એક તંબુની અંદર આવવા નાનો દરવાજો રાખી તેની અંદર સભા ભરી. એવો સંકેત રાખ્યો; કે, ફત્તો તે તંબુની અંદર આવતાં દરવાજામાં માથું નમાવશે એટલે બસ છે.

જેમલ અને ફત્તો જે વખત તંબુપાસે આવ્યા તે વખત ઉપરના દેખાવથી ફત્તો એક બાજુ ઉભો રહ્યો અને જેમલ નીચો નમી સભામાં દાખલ થયો ત્યારપછી ફતેસિંહે પ્રથમ પોતાના બે પગ તંબુ અંદર મૂકીને એક હાથે સાંગ-નો ટેકો રાખી બીજે હાથે કટારવડે તંબુ ચીરીને પ્રવેશ કર્યો. તે દેખી અકબર ગભરાયો અને પૂછતાં માલુમ પડ્યું કે. ચીતોડનો રાજા હિંદુપત બાદશાહ છે. આ વાત અકબરે મનમાં રાખી ત્રીજે દિવસે ફત્તેસિંહને કચેરીમાં આવવા

મનાઈ કરી, તે ઉપરથી ફત્તેસિંહ મુકામે રહ્યો અને જેમલ ગયો. તેજ વખત અકબરે ચોપડ રમવા બેસાડ્યો અને બરોબર ખુશીમાં આવ્યો તે વખત અકબરના અંતઃકરણમાં માનેલી ચાર ચીજોની માગણી કરી. તેમાં છેલ્લી વસ્તુનું નામ સાંભળી જેમલ ગભરાયો, તો પણ હિંમત રાખી જવાબ આપ્યો કે,—

જનાબ, અમે હિંદુ ક્ષત્રિ અને આપ મુસલમાન આ બે જાતમાં એક બીજાનો ઉલટો બ્યવહાર છે, અમારી જાતિમાં સ્ત્રિયો રેશમી ઘેરદાર ઘાઘરા પેહેરેછે, અને તમારે ઇજારો (સુથણ) અમારે ચૂડા તમારે બંગડિયો; અમારે કપાળે કંકુ, તમારે કાજળ; અમારે ઇશ્વર, તમારે અલ્લા; અમારે એકલા જમવાનો ચાલછે, ત્યારે તમારે એકડા બેસાયછે. અકબર કહેછે તમે લોકો ભેગા બેસો તો લડી મરોકે ? જેમલ કહેછે, લડી મરે તેજ ભેગાં ખાય !!! પણ અમારે ગંગા અને દ્વારકાં, તમારે મક્કા અને મદીના; અમારે વેદ તથા ગીતા અને તમારે કલાંમુલ્લા; અમારે દેવ મંદીર, તો તમારે મહસીદ; અમારે થાળમાં ભોજન થાય, તો તમારે સાંનક હોય તો ચાલે; આપ બાદશાહ તો અમે નરનાહ; આપને દિલ્લી આગરા, તો અમારે ચીતોડ અને મેડતા, વગેરે કેટલીક પ્રકારે વિરૂદ્ધપણુંછે, માટે આપ કોઈ મુગલ અથવા પઠાણની છોકરી શોધીલ્યો, જેમલનું બોલવું જુસ્સા ભરેલું સાંભળી

અકબરે ઇસારત કરી કે, જેમલને પોશાક માટે વજનદાર દાગીના આપવા જોઇએ, એવો હુકમ થતાંજ બેડી, *તોક, ×જંજીર, હાજર થયાં. તે દેખી જેમલે વાત ફેરવી કે હું આપની હજુરમાં મારી બેટી હાજર કરવા ઇનકાર કરતો નથી, લેકીન અમારા લોકોમાં એવો ધારો છે કે, નાના ભાઇને ફરજંદ ન હોયતો, મોટા ભાઇનું, બાળક નાનાને દત્તક અપાયછે, તે પ્રમાણે ફત્તેસિંહને સંદલ આપીછે, વળી ઉમ્મૈરમાં મોટો હુંછું પણ અક્કલમાં મોટો તેછે, માટે તેને પૂછી એક માસની અંદર જવાબ આપીશ; એવી કબુલાતથી અકબરે જેમલને રજા આપી, એટલે કચેરીમાંથી ઉઠી મુકામે આવતાં ફતેસિંહે તેના મોંઢાનો રંગ બદલાયો દેખીને પૂછ્યું કે, ગુલાબી ચેરો છતાં પીળાશનો ભાવ ઉત્પન્ન થવાનું શું કારણછે ? આ પ્રશ્નનો ઉત્તર જેમલ આપી શક્યો નહિ, અને આંખમાંથી આંસુ અવવા લાગ્યાં. તે દેખી બનેલી ખરી હકીકત જાહેર કરવાનું કેહેતાં જેમલ બોલ્યો કે, સંદલ પુત્રી અકબર માગેછે.

ફતેસિંહ—અકબરે સંદલ પુત્રી માગી તે વખત મ્યાન પુત્રી કેમ ન આપી? (તરવાર)

જેમલ—બાદશાઇ કચેરીમાં શસ્ત્ર સાથે જવા દેતા નથી એટલે.—

*તોક—ગળામાં નાખવાનો લોઢાનો ગળબંધ.
×જંજીર—સાંકળ.

ફતેસિંહ—પણ તે વખતે તમને કોઈ નાનું સરખું માણસ ન માળ્યું ?

જેમલ—ઘણાં હતાં પણ તેનાથી શું થાય ?

ફતેસિંહ—પગ પકડી, તેને શાહના કપાળમાં મારીને કેહેવું હતું જે હાલ કામો ચાંદલો હું કરૂંછું, અને પાકો ફતેસિંહ કરશે ? પણ કચેરીમાં બેઠેલા કેટલાક શત્રૂ મિત્ર રજપૂતો સામે આવી કબુલાત આપતાં તને તારા પ્રાણ પ્યારા કેમ થયા ?

હવે જેમલ ફત્તાએ ચીતોડ તરફ જવા તૈયારી કરી અને દિલ્લીની બહાર નીકળી ડંકો દેઈ ચાલ્યા. ત્યાંથી પાંચ ગાઉ ઉપર *મરોલી મુકામ કર્યો. અને પ્રાતઃકાળે સૂર્યોદ-

*મરોલી દિલ્લીથી દક્ષિણ બાજુએ પાંચ ગાઉ દુર છે. ત્યાં પ્રખ્યાત પ્રથીરાજ ચહુવાણની બેઠક પથ્થરબંધ હતી. હાલ તેનો કેટલોક ભાગ કાયમ છે. તુંવર અનંગપાળે પોતાનું અમર રાજ્ય કરવા સારૂ બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કેટલીક ધાતુઓ એકઠી મેળવી તેની એક ખીલી (મેખ) બનાવી તે શેષનાગના માથા ઉપર મંત્રવડે બેસાડી હતી પણ રાજાને વિશ્વાસ ન આવ્યો તેથી કાહાડી જોતાં તેની અણી લોહીથી ખરડાએલી દીઠી, એટલે તુરત પાછી નાખી પણ પ્રથમની વાત જતી રહી, આ રીતે દંત કથા ચાલે છે. તે ખીલી પ્રથીરાજની બેઠકના મધ્ય ભાગે હાલ ઉભી છે, તેમાં પ્રાચીન લીપીના લેખો લખ્યા છે, તથા પૃથ્વિની સપાટીથી બાવીસ ફુટ ઉંચી અને સવા પાંચ

વે પોતાનાં સુવર્ણ સરખાં કિરણોવડે પ્રકાશ કરી જગતને આનંદ આપ્યો. તે વખત આ બંને ભાઇઓ ખરઆખૂટ થએલાને અખૂટ ખજાનો અનાયાસે માળ્યો. તે એવી રીતે કે, બાદશાહી મુલ્કી કીસ્ત (હકતો) ઉઘરાઈ આવતું દ્રવ્ય તેમણે લૂંટી લીધું. ધનકોશ લૂંટાવાની ખબરે બાદશાહને થઈ એટલે બાદશાહી ફોજે ચડી રજપૂતોના જાણવામાં આવ્યું કે બાદશાહી ફોજે ચઢી આવે છે. પછી જે રસ્તે

---

ફુટ જાડી છે, તથા જમીનની અંદર ઘણી છે એમ કહેવાય છે. તે ખીલાના મધ્ય તથા ઉપરના ભાગે સંવત ૧૯૧૪ ની સાલના બલવામાં તોપના ગોળા વાગ્યાછે, તેનાં ખુલ્લાં નિશાનો દેખાય છે. તે કીલ્લીના નામથી દીલ્લીનું નામ કીલ્લી હતું, પણ અનંગપાળે જમીનમાંથી ઢીલી કરી, તેથી દિલ્લીનું નામ ઢીલ્લી પડ્યું; ત્યારપછી "દિલ્લી" નામ થયું, આ કીલ્લી પાસે દક્ષિણ ભાગે એક આલ્લીસાંન કુતુબ મીનારો છે, તેને સાત માળ હતા. છેલ્લો લાકડાનો માળ વીજળીપાત થવાથી તુટી ગયો, અને છઠ્ઠો માળ ઉતારી નાંખ્યો છે. હાલ પાંચ કાયમ છે, તેમાં નાચેના ત્રણ માળ લાલ પથ્થરના અને બે આરસના છે; આ મીનારામાં ફારસી મોટા હરફે કલમો કોતરેલો છે. તે કારીગરી બહુ જોવા લાયક છે. તે મીનાર ૨૪૨ ફુટ ઊંચો છે, તેના ઉપર ચડવા ગોળ ફેરાવાળાં પગથિયાં ૩૭૮ છે. તેના નીચલા માળનો ઘેરાવો ૫૩ ગજ આશરે છે. તેનું સંવત્ ૧૩૧૬ ની શાલમાં કામ શરૂ થયું અને સંવત ૧૩૪૫

જતા હતા તે રસ્તો મુકી બીજે નજીકને રસ્તે ચાલ્યા. ઘણી ઝડપથી ચાલતાં વ્રજદેશની જમનાં નદી આવી, તે દેખી જેમલ ફત્તાને અટકવું પડ્યું. તેટલામાં બાદશાહી ફોજ આવી પહોંચી અને ધસારો કર્યો. તેના સામે બે દિવસ તેઓ લડ્યા પણ અંતે ઘણી મૂશ્કીલી ગુજરવા સરીખો દેખાવ બન્યો; જો કે આવો બારીક સમય આવી પડ્યો તોપણ તે વખત સ્વદેશાભિમાન ઘણા લોકોમાં હતું. આ પ્રસંગે એક ગુર્જરે જમનાં નદી ઉતરવાનો રસ્તો બતાવ્યો.

---

માં પૂરૂં થયું; તેનો જીર્ણોદ્ધાર સંવત્ ૧૪૨૬ માં થયો. તે મીનારા પાસે એક રોજુ નીચું છે તો પણ કારીગરીમાં ઘણું ઊંચું છે, તેનાથી ઉત્તર ભાગે દિલ્લી તરફ જતાં જેપુરના માહારાજા જયસિંહનું બનાવેલું યંત્રાલય છે, તેમાં નક્ષત્રો જોવાના બહુ સેહેલા રસ્તા બતાવ્યા છે. તે યંત્રાલયથી પૂર્વ ભાગે પ્રાચીન વખતનો બનેલો એક કીલ્લો જીર્ણ થયેલો ઉભો છે, તેને ત્યાંના લોકો ઈંદ્રપ્રસ્તની રાજ્યગદ્દી કેહે છે; તેથી આશ્ચર્ય થાય છે કે, મુસલમાનોએ તે કેમ રેહેવા દીધો હશે ? આ કીલ્લાના દરેક બુરજો ઉપર ચાર થાભલાવાળા શીખરબધ દેરોયો છે. તેમાં દેવોની પ્રતિમાઓ હતી એમ કહે છે. એ ગમે તેમ હશે પણ ખરેખર ઈન્દ્રપ્રસ્તનું રાજભુવન તે હોય તો તે વખત અને આજ જોતાં એટલોજ ફેર પડેછે કે, તેની અંદર કોળી, ભીલ જેવી નીચ જાતીના લોકો રેહે છે ને તેમાં હળ ફરી એતરો વાવેતર થાય છે !!! અવસ્થાંતરની વાત એવીજછે.

તે પ્રમાણે નદી પસાર કરી ગયા. પેલી દિલ્લીની ફોજ તો ત્યાંજ અટકી પડી. પણ અજમેર નજીક આવતાં જંગલી લોકોને દિલ્લીના ખજાનાની ખબર મળવાથી જેમલ ફત્તાને લૂંટવામાટે અઢી હજાર હથિયાર બંધ લોકો આવી મળ્યા. તેમણે ખજાનો આપો અથવા યુદ્ધ કરો એવું માગણું કર્યું. રજપૂતો બોલ્યા કે, માલ અપાય નહિં પણ યુદ્ધ કરવું સારૂં છે. બીજાં હાથપર વિચાર કરી જોતાં આ લોકો કરતાં બાદશાહથી લડવું દુરસ્ત છે—કેમકે જગત્માં નામ રેહેશે. એવા વિચારોમાં ગુંથાયા દેખી લૂંટારૂના સરદારે પૂછ્યું, તમે કોણ છો ? સામી તરફથી જવાબ મળ્યો કે, મેડતા અને ચીતોડવાસી જેમલ ફત્તો છે. ચીતોડના નામ ઉપર આખા મુલકને પૂર્ણ પ્રીતિ હતી. તેથી તે સરદાર બોલ્યો કે, મરદની ગરદમાં રેહેવું પણ નામર્દની છાયામાં ન રેહેવું, માટે અમે તમારા નોકર છિયે, ફરમાવો તેમ કરવા તૈયાર છીએ; પછી આ લૂંટારૂ લોકોને જેમલ ફત્તાએ મદદગાર ગણી ચીતોડ આણ્યા અને ફોજમાં વધારો કર્યો.

અકબરના અંતઃકરણમાં જેમલની પદ્મણી પુત્રીએ પ્રવેશ કર્યો હતો, તે વાત તે કોઇ દિવસ ભૂલતો ન હતો, તેથી જેમલે કરેલી એક માસની મુદત પૂરી થઇ ચૂકી એટલે કચેરીમાં ફરીને પૂછવાથી અમીરોએ જવાબ આપ્યો કે, જેમલ અને ફત્તો બાદશાહી આવતો ખજાનો લૂટી ગયા છે.

તેની પછવાડે ફોજ ગઇછે તેવું સાંભળી 'અકબર બોલ્યો કે મને આવી ખબર ન હતી કે બગલમાંથી શત્રૂ પેદા થશે !! એમ કહિને પોતાની તરવાર સભામાં મૂકી જયમલ્લનું જોર જેર કરવા જે હામ ધરતો હોય તે આ સમશેર ઉઠાવે,' એવું બોલ્યો પછી એ બોલવું સર્વે સાંભળી રહ્યાપછી અકબરે પોતેજ તે તરવાર ઉઠાવી ચીતોડ ઉપર ચડાઈ કરવા પોતાની ફોજને હુકમ આપ્યો, તે વાત જનાનખાનામાં જાણવામાં આવ્યેથી સ્ત્રિઓએ અકબરને નહિ જવા અરજ કરી, કારણકે જયમલ્લનું જોર સર્વેના જાણવામાં હતું.

અકબરે આ અરજ મંજુર ન રાખવાથી સ્ત્રિઓ બોલી કે તમે જયમલને જે વખત જીતો તે વખત તુરત ખુશાલીની ખબરો અમને મળવી જોઇએ. આ વાત ઉપર ધ્યાન પેંચીને અકબરે એવો વિચાર કર્યો કે દિલ્લીથી ચીતોડ સુધી દર એક એક ગાઉએ બુરજ ચણાવી તેના ઉપર નોબતો મૂકવી કે જે દિવસે ફતેહ થાય તેજ દિવસે દિલ્લીમાં જાણ થવા એક પછી એક નોબત વાગે ને છેલ્લો અવાજ અહીં પોહોંચે આ રીતે રચવાનો હુકમ આપ્યો અને તે પ્રમાણે ગોઠવણ થવા લાગી ( તે બુરજો પૈકી કેટલાક બુરજ હજી ઉભાછે. ) પછી અકબરે પોતાની ફોજ સાથે નીકળીને જેપુર અથવા આમેર આવી સવાઈ માનસિંહજીની મીજબાની લીધી, અને બીજે દીવસે આમેરનાથને સાથે

લઈ રવાના થયો. પછી થોડા દિવસે ફતેપુર થઈને ચીતોડ નજીક ત્રણ ગાઉ ઉપર અકબરે વસાવેલા આદડી ગામે આવી મુકામ કર્યો, અને જયમલ ઉપર એક ફરમાન લખી મોકલ્યું કે-દુઃખના દિવસો ટાળવા માટે કાંઈ દિવસ સુધી ચીતોડનું સુખ ભોગવવું હોયતો સંદલના ડોળા સાથે બીજી માગેલી જણશો લઈ અમારી હજુરમાં હાજર થવું કે જેથી તમેં કરેલો ગુન્હો માફ કરવામાં આવશે, એટલુંજ નહિ પણ વધારેમાં દિલ્લીપતિ તમારા ઉપર મેહેરબાન થશે !!

સદહું ફરમાન વાંચતાંજ જેમલ પોતાની બરોબરીના સર્વે સામંતોની સભા ભરીને ભારે ક્રોધના આવેશમાં બોલ્યો કે ભાઇઓ-હું વધારે વર્ષ જીવવાની આશાએ, રોટી સાટે બેટીનો વેપાર કરી મ્લેચ્છોને જમાઈ કરવા ઇચ્છતો નથી, પણ જેને એવી ઇચ્છા હોય તેણે તુરત જાહેર કરવું. એવું ભાષણ સાંભળીને સર્વે રજપૂતો એક સાથે બોલી ઉઠ્યા કે-આગળ ઉપર ઘણા મ્લેચ્છ બાદશાહોએ ચીતોડ તોડવા માટે ઘેરા ઘાલ્યા હતા પણ રજપૂતોની ભૂખી તરવારોને બકરાંરૂપી મુસલમાનોનું બળિદાન આ ભૂમિ યજ્ઞશાળામાં તે હોમી ગયાછે ત્યારપછી અમે યુદ્ધના આતુર ક્ષત્રિઓને ફરીને આજ તેજ રીત અને વખત હાથ આવ્યોછે માટે કોટી ઉપાયે રોટી સાથે બેટી ન આપતાં મુગલોની ચોટી નિર્મૂળ કરી નાખવા અમે

તૈયારછીએ. આ વાત સર્વાનુમતે ચીતોડમાં પ્રસિદ્ધ થવાથી ચોથે દિવસે અકબરે ફરીને એક હુકમ લખ્યોકે—જયમલ અગર તમે ચીતોડના કિલ્લાનો ગર્વ કરતા હશો તો તે કિલ્લાને ટાંકી લગાવીને તોડાવી નાખીશ તથા તને પર્વત ઉપર ચડેલો જાણી અમે છોડનાર નથી. કારણકે થોડા પાણીની માછલી જેવા તને પકડવાને મોટી જાળ પાથરવાનો શ્રમ અમને પડે તેમ નથી. અને તારા ઉપર દીનનો ડંકો વગાડી તે કોટને તોડી નાખતાં કાંઈ વાર લાગનાર નથી, માટે તમારે પોતાનો બચાવ કરવો હોય તો પ્રથમ લખેલા ફરમાનનો જવાબ આપ્યો નથી તે બદલ દંડના રૂપૈયા સવાલાખ અને જે જણશો માટે આ તકરાર ઉઠીછે તે લાવી હાજર કરો.

બાદશાહ તરફથી બીજો આવેલો હુકમ રજપૂતોની કચેરીમાં વંચાયછે અને બીજી તરફ જયમલની માતા કુંભલનેરા તથા ફતેસિંહની માતા વીરમદેવી આ બંને જણીઓ લાંબી નજરથી જુવેછે તો જમિનઉપર ઉઠેલી વાદળની ઘટામાં વીજળીઓ જેવા ચમકારા દેખી આનંદ પામેછે, એટલામાં ઓચિન્તોજ જયમલને આવતો દેખી કુંભલનેરા બોલી કે-બેટા, દિલ્લી, આગરે જઇને એવો શું અમલ જમાવ્યો કે જેથી ઘેર બેઠે અકબર સોદાગરને આવવું પડ્યું? અરે બેટા જયમલ, અકબરે માગેલી ત્રણે જણસો તેને આપી દે, અને સંદલને ઝેર આપી દે, કે જાણે જન્મિજ ન હતી!!!

ફતેસિંહ—અરે ફુઈ, તમે સ્ત્રી જાતીની મતિ પાનીએ હોયછે એટલે આગળ અક્કલ ચાલે નહિ, શું બેઠીને મારી બાળ સ્ત્રી હત્યા કરીને તથા પોતાની વાહાલી જણસો જબરોથી માગનાર મ્લેચ્છને આપીને અમે પોતાની ઉમ્મર વધારવા અને રાજ્ય રહેવાની ઇચ્છા રાખિયે છિયે ? હર હર ! કેટલા કાળ કહાડવાછે ! અગર તમારે રાઠોડોમાં તેમ થતું આવ્યું હશે તો મારવાડમાં જઈ ગમે તેમ કરજો પણ આ મેદપાટની ( મેવાડની ) ભૂમી ઉપરે શિશોદિયા વંશની સહાયતા નીચે આ અઘટિત અને કુળને કલંક લગાડનારે કાળો ડાઘ રાણાના વંશના કપાળે કોઈ લેનાર નથી અને આગળ તેવો ડાઘ કોઇએ લીધા પણ નથી જૂવો—

## कवित.

बाढी बादशाह प्रले कालके पयोधिसम,
डुबे राव राना पेनकीनो तेग खरको;
देन लागे नवल दुलैया नव रोझ नमे,
निठ निठ आये मुख देखे निज घरको.
बांधि तरवार बादशाहनसें कीनी रार,
भनत प्रसाद अवतार साचो हरको;
दोउ दीन दाना बात अकथ कहाना,
एसे ऊंचे रह्यो राना जैसें पात अखेवरको. १

અરે! પુઘ, હું જે વખત મારા લીલા ઘોડા ઉપર બેસીને હરણરૂપી મુગલોના ટોળાઓમાં ઘૂમતાં, આ તાજો સીકારછે? કે તે એમ કરતો ફરીશ પણ, તે વખત ઘણા દિવસની મારી ભૂખી તરવાર તાજું કે દુર્બળ હરણ નહિ તપાસતાં એક તરફથી ભક્ષણ કરતી ચાલશે તે વખત તારા ભત્રીજાને અન્ન ખાવું ભાવશે!! આવું સાંભળીને જયમલે અકબર પ્રત્યે લખ્યું કે—તમે શાહછો તો અમે નરેનાહ છીએ એટલે યુદ્ધના ધાસ્તિથી ડરનાર નથી અને એવા ધમકીના પત્રો લખવાથી કાંઈ ફળ મળનાર નથી પણ, જોઇતું હશે તો અમારી બરછીઓનાં ફળો તમારે માટે તૈયારછે!

અકબરે આવો જવાબ વાંચી વિચાર કર્યો કે, રજપૂતલોકો પાસે કિલ્લા, તરવાર અને જુવાનીનું પૂર્ણ જોર છે, માટે તેના કાકા ઉદયસિંહ ઉપર એક પત્ર લખવું કે તે શું જવાબ આપેછે? એવા હેતુથી લખ્યું કે જેમલ્લ અને ફત્તાને સમજાવીને મેં માગેલી જણશો તમારે અપાવવી. અગર તેમ નહિ બને તો ચીતોડને ધૂળધાણી કરીને તમારા માટે યોગ્ય વિચાર કરવામાં આવશે. આવા ધમકી ભરેલા હરફોથી ઉદયસિંહે હિંમ્મત હારી જઇને ફત્તેસિંહ પ્રત્યે જયમલ્લની ચાર જણશોનું અકબરે કરેલું માગણું બહાલ રાખવા કહ્યું. ત્યારે ફત્તેસિંહે જવાબ આપ્યો કે આ વખત તમે મારી મદદે આવો તો તમને રામ દુહાઈ છે!!

આ બંને કાકા ભત્રીજામે વેર ભાવતો હતોજ, તો પણ શૂરાનાં આવાં વચનો સાંભળીને બંને વીરોને બાથ ઘાલીને ઉદયસિંહ મળ્યો, અને અકબરનો આવેલો હુકમ સર્વના દેખતાં ફાડી નાખ્યા પછી તે તરફથી આવેલા દૂતને પાંચ મુઠી દારૂ અને પાંચ ગોળિઓ મોકલી ( અર્થાત. અમે લડવાને તૈયાર છીયે પણ તમારી પાસે દારૂગોળો કમી હોય તો તેમાં વધારો થવા મોકલું છું ) પણ અંદર ખાનેથી ઉદેસિંહ પાણી દેખી ભડકનાર ઉંટ જેવો હતો.

રજપૂતોની તૈયારીઓનો ડોળ દેખી અકબરે લડાઇનો દિવસ મુકરર કરી લખી વાળ્યા પછી નીમેલા દિવસે. એક રોજ ભયંકર લડાઈ ઉદેસિંહે કરી, પણ બીજે દિવસે પોતાની પાસેનું માણસ આટામાં લૂંણ જેવું દેખી કુંભલમેર તરફ નાઠો ! તેને દેખી ફતેસિંહ બોલ્યો કે—અરે, તું કાળુ મોડું કરનાર, રજપૂતી બીજ લજાવનાર, અને વણીકના ઘરમાં ઉછરનાર તને હજારવાર ધિક્કાર, ધિક્કાર, ધિક્કાર છે. અરે* ઉદેસિંહ તું અસ્તગીદડ બન્યો ?

---

* જેમલ ફત્તાનો રાસો ગાનાર કુરૂક્ષેત્ર તરફનો નાથો કેહે છે કે ઉદેસિંહે અકબર સાથે એક લડાઈ કરી છે પણ ઇતિહાસ ઉપરથી જોતાં તે લડ્યો નથી. આ બે પક્ષ કરતાં ત્રીજા પક્ષનું અમને સબળપણું જણાય છે.

પાલણપુર ( પ્રલ્હાદનપુર ) માં એક પવિત્ર બાઈ નાથીના ઉદરે ઉત્પન્ન થએલો પુત્ર નામે હીરો હતો, તે પોતાની બાર વર્ષની ઉમ્મરે એક જૈન સાધુથી ધર્મનો ઉપદેશ પા-

બીજી વખત ફરી હાથીના હુદ્દામાં બેસીને લડાઈ ચલાવવા માટે અકબરે ઇચ્છા બતાવી તે રજપૂતોએ મંજુર રાખ્યું. પછી ફતેસિંહ જેમલપ્રત્યે બોલ્યો કે ભાઈ, તમે મોટા છો અને હું નાનો છું માટે આજની લડાઈમાં પ્રથમ મારો વારો છે, કેમકે પ્રથમ મારૂં મરણ થાય તો ફીકર નહિ પણ પ્રથમ તમારૂં થાય તો મને પોતાના પિતા જેટલો શોક થાય !! એમ કહીને બરોબર પોહોર દિવસ ચડતાં એક તરફથી પુરૂષના પંજાવાળાં લીલાં નિશાનો, અને ખડખડતી ઝાંઝરિઓ વાળા ભાલાના સમૂહ નીચે લોબાનના સુગંધીદાર ઉડતા ધુમાડા, અને કલાં મુલ્લાંની આયતો બો-

---

મીને સાધુ થયો હતો. તેનું હીરવિજય નામ હતું. તેણે શાસ્ત્રો વિષે ઘણી નિપુણતા મેળવ્યા પછી આચાર્યપદ પામીને દિલ્લીપતિ અકબરને કેટલાક ચમત્કારો બતાવી પૂજ્ય ગણાયો હતો. તેની સાથે એક પદ્મસાગર નામે વિદ્વાન્ જતી હતો તેણે જગદ્‌ગુરૂ નામે એક કાવ્ય રચ્યું છે, તે સંવત ૧૬૪૬ ના દ્વિતીય ભાદ્રપદ શુદ ૧૧ ના રોજની લખેલી અસલ પ્રત મારી પાસે છે, તેમાં જયમલ્લ વિષેની હકીકત લખ્યા પછી લખે છે કે આ બનાવ મેં નજરે દેખેલો છે, તે અસલ કાવ્યો અને તેનો ભાવાર્થ લખી વાંચનારની સેવામાં રજુ કરૂં છું કે તેથી ખાત્રિ થશે.

અકબરની પ્રીતિ સંપાદન કરવા માટે કેટલાક રાજાઓ પોતાની દીકરીઓને તેના સામે જઈને વિના માગ્યે રાજ્ય-

લતા મ્લેચ્છો ગાજી સૈયદ થવા ઉમંગ ભરેલાં આગળ પ-
ગલાં ભરવા લાગ્યા. અને તેની પાછળ બીજી સેના પણ
સંચરવા લાગી. અને બીજી તરફથી લાલ, પીળાં, પચ-
રંગી, અને શ્વેત નિશાનો ઉપર કાળી, અંબા, ભૈરવ અને
હનુમાનોનાં ભયંકર ચિત્રો પવનના ઝપાટાથી પરસ્પર અથ
ડાવા લાગ્યા, તે જાણે દુશ્મનોની ફોજને કતલ કરવાના
ઉમંગે અંદરે અંદર વાદળ અથડાતાં હોય તેમ દેખાવા લા-
ગ્યું. અને તે વખત શૂરવીર રજપૂતોની મરડેલી મુંછો તથા
લાંબી લાંબી છૂટી મૂકેલી દાઢીયો પવનવડે ઘાસના પુળાની
પેઠે ડાબા જમણા હાથું ઉપર ફરકવા લાગી. તેમજ ડોળ-

---

ના રક્ષણ માટે ઘણી પ્રાર્થના કરીને તથા મનમાં કોઇ
પ્રકારે ભેદ ન રાખતાં તેને આપવા લાગ્યા; તેમજ કેટલાક
રાજાઓ તેના પગ આગળ મણિ અને રત્નોની ભેટ મૂ-
કીને પ્રણામ કરતા કેટલાક તેની પછવાડે ચાલે છે અને
તે સિવાય ઘણા લોકો તેની સેવા કરે છે. આ સમયે પો-
તાના સ્વરૂપવડે હિંદુ અને મ્લેચ્છની દેવાંગનાઓ જેવી
કન્યાઓનું જેણે હરણ કર્યું છે એવી હીંદુ અને મ્લેચ્છની
કેટલીક પુત્રીઓ અકબરના સ્ત્રિઓ થઈ.

એક દિવસ સર્વ હીંદુને વિશે શિરોમણિ અને બળવાળા
મેવાડના ધણી રાણા ઉદયસિંહે કહ્યું કે—અમારા પૂર્વજોએ
મ્લેચ્છને પુત્રી આપી નથી માટે હું પણ આપનાર નથી.
પછી તેનાં એવાં ગર્વિષ્ટ વચનો અકબરે સાંભળી તે રાણા

દાર કેશરી જામા ને ખડકિયા પાગડીઓ સુશોભિત દેખાવા લાગી. શીરોઈ તરવારો, મુલતાની કમાનો, દતિયા ઝાંસીની બરછિઓ, લાહોરની કટારી, અને ગેંડાની ઢળકતી ઢાલો બાંધીને ગ્રીષ્મમાં ઉન્મત્ત થયેલા મહા સાગરના ઉછળતા મોજાની પેઠે રજપૂતી સૈન્ય ચાલતું હતું. સરણાઇઓમાં સીંધુવા રાગો અને નગારાના અવાજો સાથે હર, હર, હર એવા શબ્દોથી આખુ લશ્કર ગાજી રહ્યું હતું. તે દેખી સામી બાજુથી અલ્લા અકબર એવા નાદો થવા લાગ્યા. એટલે રજપૂતોની શૂરી સ્ત્રિઓ તેમના પતિ અને પુત્રોને શૂરાતન ચઢાવવા લાગીઓ. તેથી વીરોને ઉમંગ વધવા લાગ્યો અને કાયરોને ભયંકર ભાસવા લાગ્યું.

હિંદુ અને મુસલમાનોની તરવારોના ચળકાટ, તોપોના ભડાકા અને કમાનોના કડાકા થવા લાગ્યા. એ સમયે

---

ને સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ જાણી પોતાના એક પ્રધાનને તેની પાસે મોકલ્યો. તે પ્રધાને તેની સભામાં જઈને મધુર વચને અકબરનો સંદેશો તેને કહ્યો.

**પ્રધાન**—હે રાણા, તું પોતાની દીકરી અકબર બાદશાહને આપ, કેમકે સર્વ હીંદુ રાજાઓએ વિના માગ્યે પોતાના રાજ્યનું રક્ષણ થવા માટે પુત્રીઓ આપી છે, વળી આટલા દિવસ તારી વાટ જોઈ વાસ્તે આ કામમાં વિલંબ કરવો તને ઘટતો નથી. કારણ કે તું ડાહ્યો છે એટલે યોગ્ય સમય જાણવાનું તને શું કહીએ ?

દુનિયાની મોહ માયાનો ત્યાગ કરનાર બંને પક્ષના યોદ્ધાઓનાં નેત્રોમાં વીરરસ ભરાઈ જવાથી પારકા પોતાના પણ ઓળખી શકતા ન હતા. ધરતી પણ ધ્રુજતી હતી તોપોના ઘોર નાદોથી પશુ પક્ષિઓ પોતાનાં સ્થાનો મૂકી નાસતાં હતાં, ને ભાદરવાના ભારે વર્સાદથી ભીંજેલા ખેડુત લોકોની માફક લોહીની સેડોથી ભીંજેલા બંને પક્ષવાળા શૂરાઓ, નીતરવા લાગ્યા. તે વખતે મોખરે આવેલા અકબરના હાથીના પેટમાં ફતેસિંહે સાંગ ફેરવીને મારી. જેમ પથરો મારવાથી છાસની ગોળી એકદમ ફુટી જાય! તેમ હાથીનું પેટ ફાટ્યું. એવોજ તેનાપર સ્વારી કરી રહેલો અકબર જેમ ચોમાસામાં કોઈ ગરીબનું છાપરૂં તૂટી પડે તેમ જમિનપર તૂટી પડ્યો!! આવો બનાવ બન્યો એટલે તે દિવસે લડાઈ મોકુફ રહી અને ફરીને આઠ દિવસ પછી લડાઈ કરવાની તારીખ નીમી

રાણો—મારા પૂર્વજોએ મારા કુળની પુત્રી મ્લેચ્છને નહિ આપવા જે મર્યાદા બાંધીછે તે મર્યાદા મારાથી શી રીતે ઉલ્લંઘન થાય? ગમે તો હાથી ઘોડા નાશ થાઓ તો ભલે, અને વૈભવ સમુળો નાશ થાય તો પણ ભલે પણ એ મર્યાદા મૂકાયજ નહીં. પર્વતમાં વાસ થવાથી મને દુઃખ નથી પણ મારા વૃદ્ધોની બાંધેલી મર્યાદા રહેતો ઘણું સારૂં એમ માનુંછું. અતિ શુદ્ધ હૃદયવાળા તેજસ્વી, અને સત્યના વ્યસની પુરૂષો પોતાની માતા સમાન પ્રતિજ્ઞાને ત્યાગ કરતા નથી.

મોકુફી, તેમાં તીર કમાનથી લડવાનું ઠરાવ્યું તે પ્રમાણે રજપૂતોએ કબૂલ રાખ્યું.

આઠમે દિવસે ફરીને બંને તરફની ફોજો ચડી, તે વખત જયમલે પોતાના રણજીત નગારે ડંકો દીધો અને ઘોડાની લગામો ઢીલી મૂકી દીધી. નાના પક્ષિયોને પકડવા જેમ વેગથી બાજ પક્ષી આકાશ માર્ગે જતો હોય તેની માફક દુશ્મનના લશ્કર સામે આવી ખડો થયો. બાદશાહ પણ મોખરે આવી ઉભો.

તે વખત જયમલ—સાબાશ, ફતેમલ, સાબાશ. આવો વખત ફરી આપણા હાથમાં આવનાર નથી, એમ કહીને પોતાના ધનુષનો ટંકારવ કરતો હજારો બકરાંના ટોળામાં જેમ એક સિંહ પ્રવેશ કરે તેમ સંગ્રામમાં આવ્યો, તે જેને જેને તાકીને તીર મારે તે ઘોડા અને સવાર જગતને છેલ્લી સલામ કરી વિદાય થવા લાગ્યા. અકબર આથી ગભરાયો અને બોલ્યો કે આજ લડાઇ મોકુફ કરો તો સારૂં. આપણે આવતી આઠમને દિવસે ફરી યુદ્ધ કરીશું. બંનેના એકમતથી લડાઇ બંધ કરી. પછી લડાઇ બંધ થયા કેડે રાતની વખતે અકબરે મનમાં વિચાર કર્યો કે દુશ્મન આપણાથી ન જીતાય તો દગો કરવામાં કાંઈ પાપ નથી! માટે દુશ્મનનો પરાજય કરવા એક સુરંગ ખોદવી. આ મનસુબો

---

પ્રધાન—હે રાણા, તું પોતાની પુત્રી આપવાને હઠમાં જે વચનો ઉચ્ચારેછે તેનું ફળ તને થોડા દિવસમાં મળશે, કારણ કે-જે થવાનું હોયછે તેવાંજ વચનો મુખમાંથી ની-

પાર ઉતારવા તેણે પોતાના માણસોને હુકમ કર્યો. સેંકડો મણ દારૂ સમાય તેવી ઊંડી ને લાંબી પોહોળી સુરંગ ખોદવાને કામ શરૂ થયું. આ પ્રસંગે મેહેલમાં બેઠેલી જયમલની દીકરી સંદલ એક થાળમાં મોતી લઇ પરોવતી હતી તે થાળમાંથી ઉછળવા લાગ્યાં એટલે દગાની તેને ખબર પડી ગઈ, તેણે તુરત તે ખબર જયમલને પોહોંચાડી પણ જયમલને ખબર મળી તેટલામાં તો તે સુરંગમાં અગ્નિ મૂકી દીધો હતો. જયમલને ખબર મળતાંજ તેણે કીલ્લામાંથી ગૌમુકુંડનું પાણી તેમાં વાળી દીધું તેથી ચીતોડનો બચાવ થયો અને ખોદેલી સુરંગમાંથી પથ્થરો ઉડીને અકબરની ફોજમાં પડવા લાગ્યા તેથી હજારો માણસોનો ઘાણ નીકળી ગયો. આ બનાવથી અકબર એકદમ ગભરાયો એટલે ફોજ નાસભાગ થવા લાગી. જ્યારે તે તોફાન બંધ થયું ત્યારે પાછી એકઠી મળી અને આ કોઇ પણ દૈવી ચમત્કાર છે એમ વિચારવા લાગી. આ પ્રસંગ

---

કળેછે. એમ કહી પ્રધાને અકબરની પાસે જઇને રાણાનાં કહેલાં વચનો જાહેર કર્યાં. તે ઉપરથી પર્વતનાં શિખર અને કિલ્લાઓ તોડવાને સમર્થ એવો અકબર પોતાની સેના સાથે ફતેપુરથી નીકળ્યો. તે વાત રાણાના સાંભળવામાં આવ્યાથી પોતાનું ધન વગેરે સર્વ લઇને પુરૂષોથી પ્રવેશ ન થાય તેવા કુંભલમેરમાં આવ્યો અને તેની આજ્ઞાથી શૂરવીર સુભટ તેનો સામંત જયમલરાજા અકબરના માર્ગ વચ્ચેના ચીત્રકુટ (ચીતોડ) ઉપર યુદ્ધ કરવા માટે ચડ્યો.

પણ વિતિ ગયો, ત્યાર પછી મુકરર કરેલા દિવસે વળી ફરીને લડાઈ શરૂ થઈ, તે વખ્ત જયમલે પોતાનો ઘોડો બાદશાહી દળમાં ફેંકીને કતલ કરવી શરૂ કરી. તેથી દુશ્મનોનાં માથાં તૂટી પડવાથી પૃથ્વી લોહી લુહાણ થઇ ગઈ આ સમયે જયમલને વધારે શૂર ચડવા માટે એક કવિએ વીરરસનાં કવિતો બોલવા માંડ્યાં તેથી જયમલમાં વીરત્વ ઘણું વધવા લાગ્યું. અકબરનો કવિ ગંગ પણ તેજ રીતે અકબરને તથા આમેરનાથને માનને જુસ્સો વધવા માટે કવિતો બોલવા લાગ્યો. તે વખ્ત બંને પક્ષના શૂરવીરોનું ભારે યુદ્ધ મચ્યું તેના દેખાવનું વર્ણન થવું કઠિણછે.

કવિ પદ્માકર.— कवित.

डायनते द्विगुनी अरु त्रिगुनी त्रिशूलहुते,
चीलनते चोगुनि चलाक चक्र चालीते;
कहे पदमाकर महीप मरुदेशराव,
एसी समशेर शिर शत्रुनके घालीते;

---

આ વાત અકબરના જાણવામાં આવતાં માર્ગમાં ચાલતાં તે સર્વ સુભટો સાથે વિચાર કરવા લાગ્યો કે— રાણાનું આશ્રયસ્થાન પ્રથમ કુંભલમેર લેવું કે ચીત્રકુટ? કારણ કે તેનો ચાકર જયમલરાજા માર્ગમાં ઉભોછે. આરીતે માર્ગમાં ચાલતાં ચાલતાં અકબર પૂછેછે એટલામાં જયમ-

पांचगुनी पवीतें पचीसगुनी पावकतें,
प्रगट पचासगुनी प्रलेकी प्रनालीतें,
सतगुनी शेशतें सहस्रगुनी सापनतें;
लक्षगुनी लुततें करोरगुनी कालीते. १

કવિ ગંગ.—

छुटति कमांन बान कंपे जमी असमान,
मच्यो घमसान रनसूरिमां रिसायेतें;
भीरपरे तहां भींतु भूधरतें भारे भयो,
सुंदर सबलदल साजि गाजी आयेते,
हाथी आये मिलवेको साथी कहे चलीवेको;
अरिदल दलीवेको हल्यो न हलायेते,
कहोंपुनि कहां लगी रह्यो रूपी इहां लगी,
विमानहु धरी प्यार चढयो न चढायेतें. २

કવિ શેખર.—

घुमे रण भूमे भारि सुडिन गंभीर भीर,
भंजनी गनीम गोल गंजनी नीहारीहे;

---

બરાજાનો એક દૂત અકબર પાસે આવ્યો. તે દૂતે આવી અકબરને કહ્યું કે,—રાજાઓનો મહારાજા રાણાનો છેલો ચાકર જયમલરાજા તમારા માર્ગમાં રહી તમને ખબર આપેછે કે,—

सुंडहिन करत वितुंडनके झुंड रुंड,
मुंड हीन मेदिनी करन मत वारीहे;
शेखर सराहे मरुदेश सिंह महाराज,
एसी भुजदंडये प्रचंड बल धारी हे;
कालिकासी प्रगट कराल काल वालिकासी,
ज्वाल मालिकासी करवालिका तिहारी हे. ३

વંક કવિ—આમેરનાથ માહારાજા માનસિંહજી માટે કેહેછે.

सवैया.

भृगुनाथ कुठारसी वासव वज्रसी हें विकराल हलाहलसी,
त्रिपुरारि त्रिशूलसी श्रीपति चक्रसी शेश मुखानलके शलसी;
नरसिंह नखालिसी खेतमे कालिसी वंक कहे वडवानलसी,
तरवार तिहारिहे मान महीपती आडि जिहानके आगलसी ४

કવિ પદ્માકર.— कवित.

जाही वोर सोर परे घनघोर ताहि वोर,

હે શાહ ! તું હમાઉનંદન એવું વિખ્યાત નામ ધરાવતો હોય તો મારા સામે આવીને તારૂં મ્હોં બતાવ અને ન આવવું હોય તો તું તારા રસ્તે ચાલ્યો જા. કેમકે મહારાણાનો હું ચાકરછું તેથી તેણે તારી ખાતરદારી કરવા માટે મને હુકમ કર્યોછે.

जोर जंग जालिमको जाहर दियातहे;
कहे पदमाकरसो अरिको अवाइपे,
शूरवीर जेमलकी ललाई लहरातहे;
परखी प्रचंड चमू हरखीत हाथीपर,
उद्दत बनत यह सैंधवसो गातहे;
उद्दत प्रसीद्ध जुद्द जिनहेकि सोदाहित,
रोदा ठनकारत न होदामे समातहे. ९

કવિ ગંગ.—

जेतिक विलायतंको एक उमराव याको,
तेतीकतो पांडोने जगाइ कुरुखेत हे;
कहे कवि गंग घर आंगनको जेशो लेखो,
एसेंहो समुद्र सातों भए सरा सेत हे;
एता भूमि कव भइ कोन पातशाह लई,
जेतो यह अकबर लीनी अरु लेतहे,

દૂતના મ્હોંડેથી જયમલનાં કહેલાં વચનો સાંભળ્યા પછી અકબરે ચિત્રકુટ ઉપર આવીને જોયું અને હૃદયમાં વિચાર કરેછે કે શું આ મેરૂ છે? અથવા કૈલાસછે? કે હીમાચળછે? કે રૂહણાદ્રી છે? આવો વિચાર કરેછે તોપણ ધૈર્યનાં સમુદ્ર તે અકબરે તે કિલ્લો તોડવા માટે સુભટો મોકલી ઘણા ઉપાયો કર્યા પણ તે કિલ્લા ઉપર રહેલા જયમલ

मेरे जान आपु विधि आसमान तोरी तोरी;
जोरी जोरी जमी जलालदीनको देतहे. ६
सिंह वाघ देवदाने दैयत दुहाई माने,
थापे थिर थाने रतनायरके रेत हे;
गंग कहे जहांलग दिनकर दानेकर,
तहीं उके जोरी कर जोरी कर देतहे;
लेच ते न बची कहुं विलायत बसू हमेश,
हाथ आए गाढे गढ गिरिय समेत हे;
सातों द्विप वश किये अकबरशाह अब,
जयमलको जोर तोर चीतारेको लेत हे. ७

તોપણ આ પ્રસંગે જયમલે અકબરના ઉમરાવો જે હાથી ઉપર બેસીને લડનાર હતા એવા ૮૦ ઉમરાવોને ઠાર કરી નાખ્યા. પછી અકબરે યુદ્ધની મનાઈ કરીને ફરી

---

તો અકબરને કોઈએક વેપારી જેવો જાણેછે, એટલુંજ નહિ પણ નાટચકારો પાસે તેનું (અકબરનું) નાટક કરાવેછે

જયમલે પોતાના વીરોને કિલ્લા ઉપર ચડાવ્યા. તે વીરો પથ્થર અને નાનાપ્રકારના અસ્ત્રોની અને શસ્ત્રોની જેમ વર્ષાદ વરસે તેવી વૃષ્ટિ કરવા લાગ્યા. ત્યારપછી તે વીરોએ મ્લેછોનો દુકાળ પાડીને કિલ્લા ઉપર રહેલા લોકોના મોંહોડેથી જય જય એવા શબ્દોના વરસાદથી જય જય સગાળ કરી નાખ્યો.

તારીખ નીમીને મોકલી. અકબર ચીતોડના જંગલમાં શિકાર કરવા ગયો હતો તે વખત જેના હાથમાં લાકડી હતી તેને ટેકતો ને ધીરે ધીરે ચાલતો, ધોળી દાઢી સાથે વધેલા પંચકેશ અને જરજરીત દેહવાળો, ફાટયાં તુટ્યાં વસ્ત્ર પેહેરેલાં અરધી નગ્ન અવસ્થા ભોગવનાર, જેની બગલમાં જ્યોતિષનું પુસ્તક દબાવેલું છે એવો ધ્રુજતો એક વૃદ્ધ બ્રાહ્મણ તેને મળ્યો. અકબરે તેને પૂછ્યું કે તમારી બગલમાં દાબેલી શી વસ્તુ છે ? જે હોય તે મને બતાવો. તે બ્રાહ્મણ બોલ્યો કે એ જ્યોતિષનું પુસ્તક છે. અકબરે તેને પ્રશ્ન પૂછ્યું, તે.પરથી તેણે એક દુર્ગચક્ર રચી પ્રશ્ન બાંધ્યું. તેમાં સાતમે દિવસે ચિતોડનો કિલ્લો તુટશે અને જયમલ સ્વર્ગે જશે એવું ભવિષ્ય કહ્યું. અકબર સાંભળીને ખુશી થયો અને પોતાના મુકામે આવ્યો. (જગદ્ગુરૂ કાવ્યમાં જૈનધર્મના જતીની પંક્તિથી ભ્રષ્ટ થએલા એક જતીએ આવું પ્રશ્ન બાંધીને અકબરની જીત કરાવી એમ લખ્યું છે.) પાછા ફરતાં વૃદ્ધ બ્રાહ્મણને ચી-

---

તે વખત સામાન્યજનો હતા તે પણ કિલ્લા ઉપર ચડીને મ્લેચ્છો ઉપર ધીક્કાર સાથે પથરાનો વર્ષાદ વરસાવવા લાગ્યા. તે પત્થરો જાણે ઇન્દ્રના હાથથી વજ્ર છૂટેલાં હોય તેવારૂપે મ્લેચ્છોના દળમાં પડવા લાગ્યા. કારણ જેનો સ્વામી સૂર્ય સમાન તેજસ્વી હોય તેના સેવકો પણ દિવસ સરખા તેજસ્વી હોય છે.

તોડનો અન્ત યાદ આવ્યો કે તે કીલ્લો દેવતાઇછે એટલે તેની ચોકી પણ દેવતાઓજ કરેછે માટે ગૌકુંડ ઉપર જઇ કોઈ મ્લેચ્છ તેનું જળ ભ્રષ્ટ કરીને બાંગ પુકારે તો દેવની ચોકી ઉઠી જવાથી કીલ્લો તુટશે. આ વચન અકબરના અન્તઃકરણમાં ઉતરવાથી બીજે દિવસે મહારાજા માનસિંહજી (ઇતિહાસમાં લખ્યુંછે કે માનસિંહજીની દીકરી અકબરને પરણાવી હતી) ના ઘોડાના નોકર તરીકે અકબર ખાસદાર બનીને ચીતોડગઢ ઉપર ગયો. પછી હમેશના ધારા મુજબ જયમલ સાથે ચોપટબાજી રમવા માનસિંહજી બેઠા તે વખત તેના ઘોડાને પકડીને ઉભેલા ખાસદાર સામે નજર કરતાં ફત્તેસિંહે અકબરને ઓળખ્યો એટલે ફરીથી આવો લાગ નહિ મળે એમ જાણીને અકબરને ઠાર કરવા જતો હતો.પણ જયમલે નાપાડી કહ્યું કે આપણે ઘેર ચાલી આવેલા પરોણા (મીજમાન) ને મારવો અઘટિત છે. એટલુંજ નહિ પણ મહારાજા માનસિંહજી પોતે સાથે લાવેલાને મારી નાખ્યો કેહેવાશે તો જગત્‌માં મોટો ડાગ લાગશે કે હિંદુલોકે મળી જઇને દગલબાજીથી શાહને કીલ્લા ઉપર ચડાવીને મારી નાખ્યો! માટે

---

જયમલ રાજાની રાજ્યલક્ષ્મી અને ચિત્રકુટનું રક્ષણ કરવા પોતાના હાથ સામાન્ય લોકોએ (નગરવાસી લોકોએ) તીક્ષ્ણ શસ્ત્ર રહિત કર્યા નથી. તેમજ બાદશાહને ધિક્કારવાને દુષ્ટ વચનો રહિત મુખ કર્યું નથી.

તેમ ન કરતાં તેના સામે લડીને મનવાંચ્છિત કરીશું.

ઓપટબાજી પૂરી થયા પછી માનસિંહજીએ રજા માગી. તેના ઉત્તરમાં મશ્કરી દાખલ જેમલ બોલ્યો કે આજ આપનો ખાસદાર અમારે ઘેર મીજમાંન તરીકે રાખીશું !! અને આપ બીજો ખાસદાર અમારી તરફથી લઈ જાવ. આના જવાબમાં આમેરનાથે લાચારીપણે આનાકાની કરીને જેમલનું માગણું મંજુર ન રાખતાં અકબરને આવી મળ્યો અને જલદી કીલ્લા નીચે ઉતરવા કહ્યું. છતાં નીમાજનો વખત થવાથી ગૌકુંડમાં વજુ કરીને અકબરે બાંગ પુકારતાંજ દેવોની ચોકી ઉઠી ગઇ તોપણ જેમલફત્તાને તે વાતની જરૂર ન હતી. કેમકે શૂરાને બીજાની સહાય, સંગાથ અને શુકનની દરકાર હોતી નથી.

અકબર પાછો મુકામપર આવ્યો અને આવીને આવતી કાલ લડાઈ કરવીછે એવો સમાચાર તેણે મોકલ્યો. પછી બીજે દિવસે ફરીને જેવી ને તેવીજ લડાઈ જામી. તે વખત ફત્તેસિંહે પોતાની સાંગ ફેરવીને અકબર ઉપર ધસારો કર્યો અને બોલ્યો કે અરે ! રજપૂતોની દીકરીને વરવાની ઇન્તેજારી રાખનાર અકબર તને ઘેર આવેલો મીજમાન જાણી જવા દીધો હતો પણ તે રીતે આ

---

સર્વ રૈવતના હાથમાં શસ્ત્ર જોઇને અને તેમના મુખનાં દુર્વચનો સાંભળીને અકબરે કહ્યું કે જયમલને પકડું તો પછી આ સર્વ લોકોને મારા સુભટો પાસે સ્ત્રીઓની માફક

વખત મુકનાર નથી પણ બીજી રીતે તારી સુકીર્તિ સાં-ભળીને અમરપણું આપું છું! એમ કહિને અકબરના છત્ર ઉપર સાંગ મારીને તે છત્રને ઉડાવી દીધું! તે દેખી શાહની ફોજમાં ભારે ભયંકર શબ્દ થવા લાગ્યા અને ત્રાસ પડી ગયો પણ અકબરને ઘોડા ઉપરે ચડતો દેખીને એક શૂરા મ્લેચ્છે પોતાની કબાનમાંથી (ચુપકીથી) બાણ છોડ્યું. તે મર્મસ્થાનમાં વાગવાથી ફત્તેસિંહ જમીનપર આ-વી પડ્યો! તે દેખીને જેમલ બોલ્યો કે પ્રિય સહાયકારી ફત્તે-સિંહ, આ ઘોડો લ્યો અને સવારે થઇને જીવતે જીવતે પોતાની માતાને મોહોડું બતાવો પણ તમને મારનાર કીયો શત્રુછે? તે મને બતાવતા જાવ કે તેને મારીને પછી બી-જા સાથે લડીશ.

ફત્તેમલ કહેછે, મોટા ભાઈ, કોઈ પ્રકારનો ગર્વ તો ક-રશો નહિ, પૂર્વે તમારા કરતાં મોટા મોટા શૂરવીરો થઈ ગયાછે, જેનાં અમર નામો ગવાય છે ને ગવાશે, જુવો!

## दोहरा.

इत तुगलक इतव्ठमसि, इतहि महम्मदशाह;
इतहि सिकन्दर सारखे, बहुतरे नरनाह. १

---

બંધાવું. એવા ધૈર્યથી સ્પષ્ટ વચનોવડે સર્વ સુભટોને ઉત્સાહ પમાડવા લાગ્યો. કોપાયમાન થએલો અકબર પર્વત નીચે સુરંગ ખોદાવા લાગ્યો, તે એવી ખોદી કે-જેમાં ૧૪૦૦ મણ દારૂ સમાયો!! પછી તેણે જયમલના લશ્કરનો ઘાણ

जो न समाए बाहुबल, अटक कटक के बीच;
तिनि हाथ धरती तले, मीच कियो अब नीज. २

માટે વધારેમાં એટલુંજ કે મારા મરણ પછી બાદશાહી ફોજનું જોર દેખીને સૈદલનો ડોળો બાદશાહને આપશો તો જેમલ, પ્રભુના દરબારમાં તારૂં કાળું મોહોડું કરાવીશ. આટલું કહિને ફત્તેસિંહે સ્વર્ગનો માર્ગ સાધ્યો. પછી મેહેલમાં બેઠેલી તેની માતા કહેછે–મારા ફત્તેસિંહને કોણ જીતનારછે? એવું સાંભળીને વહુ બોલી કે સાસુજી મારી જમણી આંખ ફરકીને માથાની વેણી છુટી ગઈ, તેમાંથી કરમાએલાં ફુલો નીચે પડ્યાં અને મારૂં અંગ ફરકવા લાગ્યું! છાતી ધડકવા લાગી! કાળજુ ઉથલપાથલ થવા લાગ્યું! અને વિનાવાદળે વિજળીના ચમકારો મને દેખાયછે. એટલું બોલતાં તો ફત્તેસિંહના ઘોડાની ઠાલી પીઠ દેખી તેથી મોટો હાહાકાર થયો, એટલે જયમલે યુદ્ધનું કામ બંધ રખાવ્યું. અકબરને કહાવ્યું કે–ફત્તેમલનું બારમું વીત્યા પછી લડીશુ. તે ઉપરથી અકબરે પણ લડાઈ

વાળવા તેમાં અગ્નિ મૂકાવ્યો. પણ તેનો તે મનોરથ પાર નહીં પડતાં ઉલટું એ થયું કે હજારો પથ્થર ટૂટી પડ્યા, તેથી લાખો મુસલમાનોનો ઘાણ નીકળી ગયો.

જયમલના ભાગ્યથી ચિત્રકુટ ઉપર રહેલા કોઈ પણ માણસને કાંઈ પણ ઇજા થઈ નહીં પણ તે પથરા ટૂટીને ઉ-

બંધ રાખી. હિંદુશાસ્ત્ર પ્રમાણે ફતેસિંહની મરણ ક્રિયા! પૂરી થયા પછી જયમલે ફરી પોતાનો ખેલ મચાવવા માટે તૈયારીઓ બતાવ્યાથી બંને પક્ષના મોરચા પાછા બંધાયા, અને લડાઈ શરૂ થઈ, જેમ દિવા ઉપર પતંગીયા તુટી પડે તેમ તરવારો ખેંચીને દુશ્મનની ફોજમાં જઈ પડેલા જેમલપર તુટી પડ્યા અને તેને જેવી રીતે મધપૂડાને મ- ધમાંખીઓ ઢાંકી લેછે તે રીતે મ્લેચ્છોએ ઘેરી લીધો. જયમલને ઘેરાયેલો દીઠો કે તરતજ જગમલ, ઘધરસિંહ અને દેવીસિંહ એકદમ આવ્યા. આવીને જેમ બકરાનું ટોળું હાંકી મૂકે તેમ જેમલ ઉપરનો દુશ્મનનો ઘેરો તેમણે દૂર કર્યો. આથી જેમલને જોર કરવું ફાવ્યું. નાળિએરીના થડમાં, રાંધેલા ચોખાનું ગરમ પાણી નાખતાંજ જેમ ઉપરથી નાળિએરો તુટી પડે તેમ મ્લેચ્છોનાં દડા જેવાં માથાં તુટી પડવા લાગ્યાં. આવું દેખીને માનસિંહજી સામે જોઇને પોતાના નેત્રોમાં પાણી લાવી અકબર બો- લ્યો કે-આજનો દિવસ મને ભયંકર લાગેછે તે એવો કે જેપુર અને દિલ્લીમાં જઈ કુશળપણાની ખબર આપવા

---

લટા મુસલમાનોના લશ્કરમાં પડવા લાગ્યા તેથી તેના હજારો હાથી અને મનુષ્યો નાશ પામ્યાં. કેહેવતછે કે બી- જા માટે જે ફળ ચિંતવિએ તે ફળ પોતાનેજ મળે તેમ થયું. આ બનાવથી જયમલના વીરો ખુશી થયા તેથી ગવૈયા લોકો પાસે જયમલનો યશ ગવરાવવા અને ઉત્સવ કરાવા લાગ્યા. બીજી તરફ અકબર પણ પોતાનું સૈન્ય

કોઈ રહેશે કે નહિ? અરેરે! મને આવી ખબર હોતતો દિલ્લીનો દરવાજો દૂર કેમ થવા દેત? હાય! મને આવી ખબર હોતતો સ્ત્રિઓનું બોલવું ઉલ્લંઘન કેમ કરત? અરે અલ્લા! હિંદુની હિંમત,હથીયાર અને હાકોની સામે મુસલમાનનો કોણ મર્દબોછે? એવો પશ્ચાતાપ કરવા લાગ્યો. એટલામાં જેમલને નજીક આવતો દેખી અકબરે જીવવાની આશા મૂકી પણ તેને ખબર હતી કે શૂરા લોકો રાજા ઉપર હાથ નાખતા નથી તોપણ આપણા બચાવ માટે તદબીર કરવી દુરસ્તછે એમ જાણીને સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો કે અરે! જેને માથે કાળચક્રનું ભ્રમણ થઈ રહ્યુંછે તે થોડી વખતનો પરૂણો સમજવો.

અકબરે પોતાની પાસેની ભરેલી બંદુકની ગોળી સાંધવા પછી જેમલના ભાઈઓ બોલ્યા કે હે વીર રણધીર, હવે તમારા આત્માને દુઃખી કરશો નહિ. આવું સાંભળીને અકબર પ્રત્યે જયમલ બોલ્યો કે રે! મ્લેચ્છ, મારી નાની ઉમ્મરમાં મેં તને *કહ્યું હતું તે વાત તેં યાદ ન રાખતાં

નાશ થયું એમ જાણીને બહુ દુઃખી થયો. પછી જયમલને પકડવાનો આગ્રહ છોડીને ખેદ કરેછે. ત્યારે નાગપુરી

*જયમલ નાની ઉમ્મરનો હતો તે વખત તે અકબર પાસે રેહેતો હતો. એકરોજ અકબરે કહ્યું કે તું જોરાવરછે તો મારી સાથે કુસ્તિ કરીશ? જેમલે કહ્યું તમે દગો કરીને મને ન મારો તો હું તેમ કરવા તૈયારછું.

અંતે દગો કર્યો ? ધીક્કારછે તને જેમલની લડાઈ પછી અકબરે તેના નાનાભાઇઓ ઉપર એક કાગળ લખ્યો-કે તમે નાની વયના બાળકછો તેથી જેમલ જેવા જુસ્સાનો ભાવ ન બતાવતાં તમારી બત્રીજી આપવાની કાંઈ હરકત માનવી જોઇએ નહીં. આના જવાબમાં જયમલ અને ઇશ્વરસિંહે લખ્યું કે જો કે નાની ઉમ્મરનો સિંહ હોય તોય પણ તારા જેવા મોટા હાથીનું કુંભસ્થળ વિડારવા ધાસ્તિ રાખે નહીં. અમારા તુરંગ તેગ ને ટેક અમને છોડનારનથી !!

સંદલ પોતે ઘરના આગણામાં રમતી દેખીને તેની મોટીમા બોલો કે બેટી, મોટા મોટા શૂરવીરોને તું ખાઈ ગઈ અને ઘણા રજપૂતોનો ઘાણ તારોજ માટે વળી ગયો !

સંદલ—દાદી, એવાં કઠોર વચન તારે બોલવાં ઘટે નહિ. પણ લાવ મારા પિતાની તરવાર અથવા કટારી એમ કહીને પોતેજ ચળકતી તરવારે પોતાના પેટનો માર્ગ બતાવ્યાથી રજપૂતોએ વિચાર્યું કે આપણા મૂવા પછી સ્ત્રિયોની લાજ લૂંટાશે તેથી ગરૂડપુરાણની કથા સાંભળવાના બાને તમામ ઓરતોને માટે જમીન ઉપર દારૂ બીછાવી

---

ગચ્છના ધર્મથી શિથિલ થએલા ઉપાધ્યાયનું લિંગ ધારણ કરનારા, અને શાસ્ત્રથી આજિવિકા ચલાવનારા કોઇ સાધુ આવ્યા, તેણે પોતાના હૃદયમાં કુમંચક ચાત્રિને કહ્યું કે સાત દિવસે તેના કિલ્લાનો ભંગ થઇને ઘણા પ્રયાસે કોઇ રોમીકર (રૂમનો રેહેનાર) ના હાથવડે જયમલ

એક ખોતરો કરાવ્યો તેની ઉપર બેસાડીને અગ્નિ મૂકી દીધો. પછી કેટલાક રહેલા શૂરવીરોએ તરવારો તાણીને અકબરના લશ્કરને કતલ કરવા માંડ્યું, પણ આટામાં ભૂંડુ જેવું દેખીને રજપૂતોના ગુરૂ સુરજનાથે ક્રોધ કરીને આસમાન તરફ હાથ ફેંક્યો એટલે પથરાનો વર્ષાદ વરસવા લાગ્યો.

द्वात्रिंशन्मण भार लोहक मयीं हस्तेन य.शृंखला,
मुत्पाद्या प्रयधे रुपकंदुक मिव प्रोच्छालय त्यजसा;
एष श्रीमदकब्बरः क्षितितले केषांन हिंदुासुर,
क्ष्मापानां हृदये चमत्कृतिकरोऽस्यादर्शयन् दोर्बलं.८७
केचिद् हिंदु नृपा बल श्रवणात स्तस्य स्व पुत्रो गण,
गादाभ्यर्थ नया ददत्य विकला राज्यं निजं राक्षितुं;
केचि त्वामृत मिंदु कान्त रचनं मुक्ता पुरः पादयोः,
येतुःकेचि दिवानुगाःपर निमे सर्वे पि तत् सेधिनः ८८

---

મૃત્યુ પામશે, એમ અકબર પ્રેસે કહ્યું. તે સાંભળીને પર્વતને ઘેરવામાં સાવધાન અને તૈયાર જેનાં શસ્ત્રો છે તેવા ઘોડા ઉપર બેઠેલા સ્વારોને મોકલ્યા અને પાછા ફરનારા લોકોને પોતાના હાથમાં ખડ્ગ દેખાડી ભય પમાડતો અકબર તેમની પાછળ ઉભો રહ્યો. પછી પોતાના ચરણની સેવા કરનાર રોમીકને ધન આપવું કરીને જયમલ્લને મારવા માટે મોકલ્યો કુષ્ટ તે રૂમી એકદમ કૂદીને તે કીલ્લા

हिंदु म्लेच्छ सुताः स्वरूप विजित श्रीशादिदेवांगनाः
श्रूयंते स्य सहस्त्र मान गणिताः कान्ता लसद्भाग्यतः
तासां भोग फलं तु पुण्य ललितं पुत्र त्रयं श्रूयते,
जीवाःस्वीकृतरा भवे सुततया ये स्युःक्षिति स्वामिनः ८९
अन्येद्युः स समस्त हिंदु कलशं श्री मेद पाटाधिपं,
श्रीराणोदय सिंह मुद्धत बलं म्लेच्छाय पुत्री निजा;
दत्ता स्मत् कुल पुर्वजै र्नच मया देयेति गर्व्वं गिरा,
व्याख्यातं श्रुतवान कब्बर नृपः क्षोणीशाशिक्षापरः ९०
तस्मै भूपतये विचार चतुरः प्रैषी श्रीजै मंत्रिणं,
भूपः श्रीमदकब्बरः क्षिति पतिं राणं विशिष्ठ विदन्;
गत्वा मंत्रय वद त्वदीय सदसि स्पष्टं गिरा सारया,
सन्तो यत्र वचः स्थितिं क्वचि दपि प्रोल्लंघयं त्यप्रतः९१
देहित्वं स्व सुता मकब्बर मही भर्त्रे पर हिंदु भि,
र्यं द्दत्ताः स्व सुताः स्वराज्य विभव क्षेमाय ना भ्यर्थितैः
एतावत् समयं प्रतीक्षित मिहा प्यर्थे न तद्युक्तिम,
द्य त्वंदक्ष तमांसि योग्य समय ज्ञानाय किं कथ्यते ९२

---

*ઉપર ચડી આવ્યો. તેણે જયમલના સામે ગોળી નાખવાથી
તે ગોળી જયમલનું મસ્તક ફોડીને બહાર નીકળી ગઈ!!!
કોપાયમાન થએલો પ્રબળ પ્રતાપવાળો અને સુભટોથી

राणोप्याह्य दिदं कुलस्थिति रियं मे पूर्वजैः पालिता,
य म्लेच्छाय न दीयते निज सुतेऽत्युल्लंघ्यते नो मया;
देशो यातु गजाश्वयांतु विभव ध्वंसो स्तु मे पर्वते,
वासोप्यस्तु कुल स्थितिः पितृ कृता प्येकैव मे तिष्टतु ९३

यदुक्तं॥

## वसंततिलका.

लब्धांगुणोध जननीं जननी मिवार्या,
मत्यंत शुद्ध हृदया अनुवर्त्तमानाः
तेजस्विनः सुखं मसूनापि संत्यजंति,
सत्यस्थिति व्यसनिनो पुनः प्रतिज्ञां ९४

## शार्दूलविक्रिडीत.

मंत्र्या ह्य नृप राण यन्निज सुता दाने हठःसांप्रतं,
वाक्यं वादयतीह तादृश फलं तत्ते चिरा द्दास्यति;
यद्य द्भावि तदप्यतो निज मुखात् प्रायेण निः काशये,
देवं प्रोच्य गतःप्रधान सचिव श्चाकब्बरस्यां तिके ९५

---

વીંટાએલો સૂર્ય જેમ આકાશે ચડેછે તે રીતે અકબરે ચિ-
ત્રકુટ ઉપર ચડીને જયમલના સુભટોને મારવા માટે
મ્લેચ્છોને આજ્ઞા આપી. તે પ્રમાણે વિચારશુન્ય અજ્ઞાની
મ્લેચ્છો આ વખત શું નથી કરતા ? અને શું નથી બોલતા ?

वर्क्तं तस्यपुरी यथार्थं वचनं राणोदितं मंत्रिणा,
सन्तोपष्टि मनिष्ट मप्य वितथं कुर्व्वंति वागोचरे,
तद्वाक्य श्रवणा दनंतर मसौ फत्तेपुरा न्निर्गतः
सैन्यैःसार तरै वृतो गिरि शिरः कोट्टादि भंगोद्यतैः ९६
तस्याऽभ्या गमन श्रुते निज पुरा द्राणो धनाद्यं निजं,
लात्वा कुंभलमेरु कोट्ट मभज दूग्राह्यं स वीरो त्तमैः
सामन्तो जयमल्ल नाम नृपतिः श्रीचित्रकूटेऽचट,
योद्धुं म्लेच्छ वलैःसमं खर भट स्सन्मार्ग मध्यस्थिते ९७
तं वृत्तांत मकब्बर क्षिति पतिः शुश्राव मार्गे वह,
स्थिते चिंतय दिस्य शेष सुभटैः किं चित्रकूटाचलः
पूर्वं ग्राह्य ऊतैष कुंभल गिरिः श्रीराण भूपाश्रय,
स्तद्भृत्यो जयमल्ल भूपति रसौ मन्मार्ग वक्रे स्थितः ९८
एवं तर्क परस्य तस्य नृपते र्मार्गे समागच्छतः

---

સુભટ ક્ષત્રીઓ ચિત્રકુટના દરવાજા આગળ ઉભા રહીને ખડ્ગ ભાલા અને ગોળીયોથી શત્રુઓનાં શિર છેદન કરેછે તે દેખીને અકબરે પોતાના સુભટોને મોકુલ્યા. તેમણે જયમલના સુભટોને માર્યા, કારણ કે વીર પુરૂષ આગળ સ્વામી વિનાના સેવકો ક્યાંથી જીવે? કદાચ જીવે તો પણ જય કયાંથી પામે? અથવા સેવકો બળવાન હોય તોપણ તેમની દશા સ્વામીના જેવીજ થાયછે.

पार्श्वे श्रीजयमल्ल नाम नृपति र्दूतं तदा प्राहिणोत्,
दूतोप्याख्य दिदं महीश नृपति श्रीराण मृत्यांतिमो,
मल्लके जयमल्ल भूपति रिति त्वां ख्यापय त्युत्कटः ९९
त्वं चे द्रूय दमाऊ नंदन इति ख्यातो सि तर्ह्यत्र मे,
वक्रं दर्शय चेन्नतर्हि रुचिते स्थाने वत्रा न्यत्र वा,
त्वद्वर्कि च विधातु मत्र विभुना रायेन संस्थापितः
प्रेष्योहं परमेश्वरस्य तदनु श्रीराण भू स्वामिनः १००
दूता ख्यात मिदं निशम्य नृपतिः पूर्वं ततोऽत्रायतत्,
कोट्टं पर्वत मस्तक स्थितं मसौ श्रीचित्रकूटाभिधं,
दध्यो विक्ष्य हृदीति किं सुरगिरिः किं वैष कैलाशको,
वैताढ्यः किमु किं हिमाचल इव श्रीरोहणाद्रिःकथं १०१
एवंतर्कपरोऽपि सत्व जलधि स्तद्भंजनायो द्यत,
अर्केऽकब्बर भूपतिघन तरो पायान् भट प्रेरकः

અકબરના વચનને માન્ય આપીને દુષ્ટ મ્લેચ્છ સુભટોએ તેમ કરવાથી ત્યાં રુધિરની નદી વહન થવા લાગી એટલે તે ઠેકાણે રહેવાને અશક્ત અકબર પોતે નીચે ઉતરતાં તેની મનકામનાનો નાશ કરનાર જેનું પેટ ચીરી નાખ્યુંછે એવી એક સુંદરીને પડેલી દેખીને (આ સુંદરી કદાચ જયમલની દીકરી જેને માટે ચિતોડમાં કચ્ચર ઘાણ વળી ગયો હતો તેજ સંભવ છે) અકબરને દયા આવી

उच्चैःस्थो जयमल्ल भूपति रमुं वाणिज्यकारोयम,
चित्तेचिंतयतिस्म नृत्यमनिशं पात्रे स्तदाऽकारयत्. १०२
विरा स्तत्कपिशीर्षकेषु सबला भूयेन संस्थापिता,
वर्षंतो विविधाश्म लोह निविडा स्त्राणिव मेघा श्छटाः
चित्रं मुद्गल लोक धान्य विषयं दुष्काळ नीति तदा,
चक्रुः कोट्टमही तलेचविजय व्यासंगसौ भिक्षकं. १०३
सामान्यो पि जन स्तदा धनि बला त्कौट्टोर्द्ध भूमौ स्थितो
धिक्कारं वचसा विधाय मुमुचे यत् प्रस्तरा र्दार्दकं;
तत् सैन्य जनि मौद्गले हरिकर व्यामुक्त वज्रोपमं,
तेजस्वि न्यधिपे दिवाकर इवा हासन्निभाः सेवकाः १०४
एवंश्रीजयमल्ल भूप सुभटःश्री चित्रकूटाचल,
त्राणार्थं स्व कर द्वयं खरतरैः शस्त्रै न शून्यं कृतः
वक्रं मुद्गल नाथ धिक्कृति कृते दुष्टै र्वचोभि र्जनैः
सामान्यै रपि चित्रकूट नगरान्तर्वसिभिः सादरं. १०५
दृष्ट्वा वीर करान् समस्त मनुजा स्योद्भूत दुर्वाक् चयं,

---

તેથી અરેરે!! મેં ચાંડાળથી પણ આ નીચ કર્મ કર્યું! એવો પશ્ચાત્તાપ કરતો અને માથું ધુણાવતો બોલ્યો કે-ચિત્રકુટ ઉપર મેં કરેલું પાપ કોઈ સથી તેને આ, દેશ, નગર, પર્વત અને ધન એ સર્વ આપીશ.

श्रुत्वा चास्य दकब्बरो नरपति गृह्णामि चे देतकं;
तत् सर्वान् पुरुषा न्निहन्मि वनितां बंधं भटैः कारया,
मोति स्पष्ट गिरा समस्त सुभटा नुत्साहयन् सत्वतः१०६
क्रुद्धोऽकब्बर भूपति र्गिरि तत्रे गुप्तं तथा खानयन्,
मातं तत्र यथा चतुर्द्दश शत प्राये र्मणे रौषधं;
भृत्यात्र शिखि बिंदु संग विलस त्तेजोऽति शक्त्या दृष,
दुर्गा स्फालनतो मनुष्य निकर व्यापतये सज्जितं.१०७
तद्भाग्या उजयमल्ल नाम नृपतेः श्री चित्रकुटाचल,
व्याबाधां न चकार सन्मुख मदः सैन्ये यत न्मौद्गले;
मातंगों श्च नरान् सहस्र गणितान् हंतिस्म जातं तत,
सत्यं यच्च परस्य चिन्त्यत इहा भ्येत्येव तत् सन्मुखं. १०८
तद् ज्ञात्वा जयमल्ल नाम नृपते र्वीराजहर्षु स्तदा,
गायंतिस्मुच राण गीत निकरं नित्योत्सवानं दिनः
मत्वाऽकब्बर भूपति र्निज बल ध्वंसं मनो दुःखवान्,

---

અકબરનું આવું બોલવું સાંભળીને એક અધમ મુસલમાને ચિત્રકુટ ઉપર અકબરવડે થએલું પાપ પોતાના માથે લીધું તેથી તેને નગ્ર દેશ વગેરે સર્વ આપી દીધું. કારણ કે એક લોભ અને બીજું સ્વામીનું બોલવું એ, મનુષ્યમાં કોણ ન માને ! રાણાને જીવિતદાન આપ્યું.

यावत्तद्ग्रहणाग्रहं श्लथतरं कृत्वा विखिन्नोऽभवत् १०९

तावन्नाग पुरीय गच्छ शिथिलो पाध्याय लिंगी खर,
शास्त्रा जीवनकृ चकारावि शदं कोटश्य चक्रं हृदा;
आख्यन्, सप्त दिनैश्च भंग मतुल व्यायास साध्यं गिरे,
भूपाग्रे जयमल्ल भूप मरणं रोमी करा योधनात् ११०
तच्छ्रुत्वा स्व बलं गिरि ग्रह परं सज्जास्त्र मश्च स्थितं,
भूपः प्रेरितवान् करासि विभवः पृष्ठौ स्थितो भापयन्;
पश्चा द्धायततो भटा न्निज पदो प्यस्त्युद्यत रोमिकं,
चैकं श्रीजयमल्ल भूपति वधे स्वर्णार्प्यणेना दिशत् १११
दुष्टात्मा किल रोमि कोपि सहसोस्प्लुत्या द्रिमूर्द्ध स्थितः
स्वास्त्रं गोलक मग्नि पुंज कलितं चिक्षेप तत् सन्मुखं;
सोपि श्रीजयमल्ल भूपति शिरो मध्ये विश न्निर्गतः
शास्त्रं जाल्म हृदीव धार्मिक हृदी वा सभ्य वाक्यान्वय ११२
तावच्छ्री जयमल्ल भूपति रसौ भूमौ पत न्निश्चयकृ,
भी वीरा अथ यास्यतीव कुसुतो हस्ता दयं पर्वत;

---

એ રીતે માળવા, મેવાડ અને ગુર્જરદેશના સ્વામિયોને જીતીને પોતાના નગ્ર (દિલ્લી) માં સુખથી રહીને રાજ્યનું પાલણ કરેછે.

આ જગદ્ગુરૂ કાવ્યમાં અકબરે ઉદેસિંહની દીકરી મા-

तस्मा न्मन्मुख दर्शिनो घन जना नत्राधि रूढां न्निजं,
स्थानं साधु नयंतु मार्ग करणे न स्मीयदो वीर्यत.११३
जल्पन् श्रीजयमल्ल भूपति रिति प्राप्त स्तदा पंचतां,
लोका स्तत्र घनाः स्थिता निज निज श्रीदेव सेवापराः;
वीराः श्रीमति चित्रकूट नगर द्वारे ऽसि कुंत ग्रहा,
निघ्नंतो ऽभियनद्धंटावलि शिरांसीवा मम् द्रोलकान्.११४
भूपाकब्बर नुन्न वीर निचयाः सद्यो ऽधि रूढा गिरौ,
हत्वा श्रीजयमल्ल भूपति भटा न्निर्नायका यत् कुतः
जीवंतो जयिनो भवन्ति च तथा विराधि वीराग्रत;
प्रायः स्वामिदशानु सारि वलिनःस्युःसेवकाः सर्वदा११५
वीर स्तत्र वृतो प्यकब्बर नृपो ऽध्यारूढ उच्चै रिव,
व्योम्न्यर्कः प्रबल प्रताप कलितः कोपोद्धर स्तन्नृप;
आदेश सवधस्य मुद्गल ततेः सद्यं ददौ यन्नर;
कोपार्कि न करोति वक्रिच द्वंदं धीकार कल स्पृश;११६
भूपाकब्बर वाक्य माप्य सुभटा दुष्टा स्तथा चक्रिरे,

ગવાથી ન આપી માટે યુદ્ધ થયાનું બતાવેછે અને વાર્તા-
રૂપે ગાનારા લોકો જયમલની દીકરી માટેયુદ્ધ થયાનું
બતાવેછે પણ જોધપુરના રાઠોડ વંશમાંથી પૂર્વે દીકરીઓ
મુસલમાનને આપવામાં આવીછે અને જયમલ શૂરવીર

तत्रा भुद्रुत्रि शोणितो दक नदी पुरं यथा सर्वत;
तत्रस्थातु मशक्त एष नृपति नीचै स्ततो प्युत्तरन्,
मार्गस्थांच विदारितो दर नलां निष्कातितां गोद्रुत्रां ११७
दृष्टा सुंदर सुंदरी नरपतिः कारूण्य पूर्ण स्तदा,
हाहा किं मयकाऽत्र कारित मिदं चंडाल कर्माधिकं;
कुर्वे श्चानु शयं शिरः कर युगेना स्फालय न्नित्य वक्;
यः पापं किल चित्रकूट रचनं गृह्णाति तस्या प्यहं.११८
एनं देश पुरान्वितं गिरिवरं स्त्रणादिकं चाप्यर्पया,
मीत्या कर्ण्य नरा धमो थ जगृहे कश्चि त्त्वघं मुद्गल;
स्तद्दत्तंच गिरिश्वरं पुरवर ग्रामा द्यपेतं तदा,
लोभात्किं न नरः प्रपद्यत इह स्वाम्युक्त वाक् संचय.११९

॥ त्रिभिःकुलकं ॥

भूपो प्येव समाधिमा न्निज भटै रावेष्टितो राणके,
देशे शासन मुत्तमं निजपदेनावर्तयन् सर्वतः

---

થયો તેથી કદાચ આપવાને આનાકાની કરી હોય તેથી
તેમ બન્યું હોય તો પણ આશ્ચર્ય જેવું નથી, અને રાણાના
વંશમાં તો પુત્રીઓ અદ્યાપિ સુધી આપી નથી તેથી ત
વખત ના પાડે એમાં શું નવાઈછે ? આ બે વાતમાં જે-
ને જે ખરૂ લાગે તે માની લેવું.

जीवंतं किल पाय भीरुकतया राणं पुनर्मुक्तवान्,
भव्यः पाप कृते बिभेति हृदये कृत्वै कवारं पुनः १२०
एवं मालव मेदपाट धनिकान् श्रीगुर्जर स्वामिनो,
जित्वाऽकब्बर भूपति निजपुरे सौख्य स्समायेतिवान्;
राज्यं पालयति प्रपंच निपुणःषाड्गुण्य सच्छक्तिमान्:
सम्यगूदर्शन पंडिता दर कर स्तच्छास्त्रशुश्रूषया. १२१

( पूर्ण. )



---

જયમલને અકબરના હાથે બંદુકની ગોળીથી માર્યો એમ વાર્તામાં લખ્યુંછે અને આ કાવ્યમાં એક શેમીના હાથે મરાયો છે, વળી રાણાને જીવિતદાન આપ્યું તે રાણો તો તેજ શેઠિયાના ઘરમાં પરવશ થયેલો ઉદયસિંહ હશે.

# આશ્રય દાતાનાં મુબારક નામોની યાદી.

૨૫ શ્રીમંત પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રીમદ્રાજ રાજેશ્વરાનંદ સરસ્વતિ, શંકરાચાર્યજી. હાલ મુ. સિદ્ધપુર.
૨૫ શ્રી મહારાજાધિરાજા શ્રી કેસરીસિંહજી બહાદુર. સ્વસ્થાન ઈડર કે. સી. એસ આઈ. ઈડર.
૨૦ મહારાજાધિરાજા શ્રી મીરજાં મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર જી. સી. એસ આઈ. કચ્છભૂજ.
૧૦ શ્રી મહારાણાજી શ્રી પ્રતાપસિંહજી ભવાનસિંહજી બહાદુર. સોથ–રામપુર.
૪ મે. ને. દિવાન બહાદૂર મણિભાઈ જસભાઈ. વડોદરા.
૬ મે. રા. રા. દેશાઈ ગોપાળધર શીવધર. પાટણ.
૫ ,, ,, ,, મજમુન્દાર ગિરિધરરાય વૈકુંઠરાય. ,,
૬ મહારાણા શ્રી મોહનદેવજી આરોગ્ય નારણદેવજી. પાટવી કુંવર. ધરમપુર.
૩ મહારાણા કુંવરશ્રી હરિદેવજી આ. નારણદેવજી. ,,
૩ મહારાણા કુંવર શ્રી વિજયદેવજી આ. મોહનદેવજી. ,,
૨ મહારાણા કુંવર શ્રી બળદેવજી આ. નારણદેવજી. ,,
૧ મહારાણા કુંવર શ્રી પ્રભાતદેવજી આ. નારણદેવજી. ,,
૧ રા. રા. નાના વિશ્વનાથ. ,,
૨ શ્રી. વળાદરબાર સાહેબ. વળા.
૧ મ્યુનિસીપાલ લાયબ્રેરી. ,,
૧ મે. રા. રા. યસ્વંતરાવ વિનાયકરાવ ખારકર. ,,
૧ ,, ,, ,, લીલા રેવાશંકર ,,
૩ મે. રા. રા. કલ્યાણરાયજી હકુમતરાયજી. ભરૂચ.

૧ ,, ,, ,, રામમોહનરાય જસ્વંતરાય અમદાવાદ.
૧ ,, ,, ,, બળવંતરાય જસ્વંતરાય
દેશાઈ. ,,
૧ ,, ,, વિશ્નુલાલ નટવરલાલ ધ્રુવ. ,,
૧ પરમસ્નેહી ખુલાખીદાસ ત્રી-
ભોવનદાસ રાવળ. ,,
૧ ,, ગોવર્ધન પ્રદ્યુમન વ્યાસ. ,,
૧ ,, માણકલાલ પ્રાણવલ્લભદાસ. ,,
૫ મે. રા. રા. ચંદુલાલ હરિલાલ
ઠાકોર. રાધનપુર.
૧ પરમસ્નેહી નારાયણ કાશીરામ
પો. માસ્તર. સુઈગામ.
૨ મેહેરબાન ને. પાટણ ડી. ના.
સુબા. સેખ બહાદૂર સાહેબ. પાટણ.
૧ મે. રા. રા. વાસુદેવ દાજી ઠવળે.
મુનસફ. પાટણ.
૧ ,, ,, ,, મેહેરવાનજી માણકજી. વહીવટદાર ,,
૧ ,, ,, ,, જમિયતરામ શંભુરામ
સ્પે. માજીસ્ટ્રેટ. ,,
૨ ,, ,, ,, હરિગોવિંદરાવ દેવ અ. કારકુન. ,,
૫ ,, ,, ,, દવે ભુધરભાઈ
પ્રાણનાથ. સિદ્ધપુર.
૫ ,, ,, ,, મોહનલાલ લલ્લુભાઈ
ઈનામદાર. ,,
૧ ,, ,, ,, વાડીલાલ વીરચંદ. ,,
૧ ,, ,, ,, ચંદુભાઈ માધુભાઈ. વડોદરા.
૧ ,, ,, ,, નરોત્તમ એમચંદ. ,,
૧ ,, ,, ,, મણિશંકર હરગોવિંદ. ,,
૨ મે. ને. ભીખારામ ગોવિંદરામ
સરસુબા સા. વડોદરા.
૨ મે. રા. રા. ગોવિંદજી ન્હાનજી.
ખુકસેલર. જુનાગઢ.
૧ ,, ,, ,, ઇશ્વરલાલ અમરજી
કચ્છી પ્રાઇવેટસે. ,,
૧૦ મે. બારોટ અમરસિંહ ત્રીકમ.
સિંહ ઈનામદાર. પાટણ.
૧૦ મે. રા. રા. શેઠ લલ્લુભાઈ
હેમચંદ. ,,
૧૦ મે. રા. રા. છગનલાલ મગન.
લાલ ઝવેરી. હાલ મુંબઈ. ,,

૫ ,, ,, ,, ઉમિયાશંકર મણિશંકર લાખીયા. પાટણ.
૫ દેશાઈ શંભુધર લક્ષ્મણજી ,,
૫ ,, ,, ,, અમરતલાલ શીવશંકર. ,,
૫ પરમસ્નેહી ત્રંબકલાલ ઉમિઆશંકર. ,,
૩ ,, ,, ,, શેઠ લલ્લુચંદ છગનચંદ. ,,
૩ શુકલ જેઠારામ નાથુરામ. ,,
૨ પ્રિયમિત્ર—લજ્જારામ કેશવરામ જોશી. ,,
૨ મે. રા. રા. અંબાલાલ કુંબેરજી. ,,
૨ ,, ,, ,, મજમુન્દાર મોતીલાલ માણકલાલ. ,,
૧ મે.રા.રા. લક્ષ્મીધર ગીરજાધર દેશાઈ ,,
૧ ,, ,, ,, ભગવાનલાલ માધવલાલ ,,
૧ ,, ,, ,, ભગવાનલાલ પ્રાણલાલ ના, સુ. શી. ,,
૧ મે.રા ગ.લલ્લુભાઈ ઘેલાભાઈ ના.સુ.કા.,,
૧ શાસ્ત્રી રામલાલ છોટમલાલ.
૧ શાસ્ત્રી ગિરધરલાલ સહિધરલાલવૈદ્ય. ,,

૧ મે. રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર મુખ્તીયાર. ,,
૧ મે. સે. રા. શ્યામલાલ હીરાલાલ. ઈ. સ્કુ. માસ્તર. પાટણ.
૧ મે.રા.રા. નટવરલાલ દોલતરામ ફોજદાર. હારીજ—પાટણ.
૧ ,, ,, ,, ડાહ્યાલાલ ત્રંબકલાલ. પાટણ.
૧ ,, ,, ,, ભોગીલાલ મનસુખરામ પાટણ.
૧ ,, ,, ,, પ્રભુરાય વિજરાય. ,,
૧ સોની વિઠલ રણછોડ ,,
૧ મે.રા.રા. વંદ્રાવન લક્ષ્મીરામ. સિદ્ધપુર એોપીયમ. ,,
૧ ,, ,, ,, બાળાશંકર પ્રાણશંકર. ,,
૧ ,, ,, ,, રૂઘનાથદાસ ગગલરામ મેહેતા. ,,
૧ ,, ,, ,, રામલાલ આણંદરામ. ,,
૧ ગુલાબસિંહ લાયબ્રેરી. વાંસદા.
૧ મે.રા.રા. વકીલ જાદવજી વ્હાલજી. રાજકોટ.
૧ ,, ,, ,, વાડીલાલ વીરચંદ. સોલાપુર.
૧ ,, ,, ,, વિશ્વનાથ રૂપરામ. લાયબ્રેરીના સેક્રેટરી. ઝીંઝુવાડા

૧ ,, ,, ,, ડાહ્યાભાઈ ન્હાનચંદ. ,,
૧ ,, ,, ,, મણિલાલ મહાસુખરામ. અમદાવાદ મુદીગંજ.
૧ ,, ,, ,, દામોદર છગારામ ભટ્ટ. ,,
૧ ,, ,, ,, દેવચંદ ચત્રભોજ. મલબાર કોચીન.
૧ મેહેરબાન રાવબહાદુર. ઓચ્છવરામ મીઠારામ. સુરત.
૧ મે.રા.રા. તુળશીદાસ નગીનદાસ.સ.ઇ. ,,
૧ ,, ,, ,, ભુલાખીલાલ ગીરધરલાલ ચી. કો. ગોધરા.
૧ ,, ,, ,, અમૃતલાલ નારણલાલમુ.શી. ,,
૨ ભુલેશ્વર પુસ્તકાલય મારફત. લક્ષ્મીદાસ પરમાનંદદાસલાયબ્રેરીયન. } મુંબઇ.
૧ પ્રીયમીત્ર. ચુનીલાલ રણછોડ. વ્યાસ ,,
૧ મે.રા.રા. સુંદરદાસ ધરમશી. ,,
૧ ભાવસાર મનસુખરામ હરિલાલ. નાંદોદ.
૧ મે.રા.રા. મુળજી આશારામ.મોરબી, આ. સુબોધ ના. કં. મેનેજર. મોરબી.
૧ જોશી કાળીદાસ રણછોડ. જેતપુર–મોરબી.
૧ મે.રા.રા. તુળજારામ ચુનીલાલ સી-
વીલ સરજન. ખેડા.
૧ ,, ,, ,, મોહનલાલ વિ. મુગટરામ. છાંયાંના. જામનગર.
૧ મે.રા.રા. લાલશંકર છગનલાલ. ઠાકર. પાટણ.
૧ ,, ,, ,, મગનલાલ હરીચંદ મુખ્યાચાર. ,,
૧ ,, ,, ,, પુરશોત્તમ ઉત્તમરામ. ,,
૧ ,, ,, ,, જેઠાલાલ હરનાથ. ,,
૧ ,, ,, ,, વિઠ્ઠલ બનાજી. ,,
૧ ,, ,, ,, વકીલ હેમચંદ વસ્તાચંદ. ,,
૧ ,, ,, ,, વકીલ ત્રીભોવનદાસ મુળજી. ,,
૧ ,, ,, ,, વકીલ લલ્લુ હેમચંદ. ,,
૧ ,, ,, ,, વિઠ્ઠલનાથ ઈશ્વરનાથ. ,,
૧ ,, ,, ,, ગોર ઈશ્વરરાય જાદવરાય. ,,
૧ મે.રા.રા. નગીનદાસ ઉજમચંદ શેઠ. ,,
૧ ,, ,, ,, પરભુલાલ માણકલાલ.મજ૦ ,,
૧ ,, ,, ,, કરૂણાશંકર કુબેરજી. ,,
૧ ,, ,, ,, લલ્લુભાઈ શીવલાલ. ,,
૧ ,, ,, ,, દેશાઈ અમૃતલાલ છોટાલાલ. ફો. શી. ,,
૧ ,, ,, ,, માણકલાલ જેઠાલાલ.

તજવીજદાર. ,,
૧ ,, ,, ,, હીરાલાલ રણછોડદાસ. ,,
૧ ,, ,, ,, ખેહેચરલાલ મગનલાલ. ,,
૧ ,, ,, ,, ગણપતરામ નરભેરામ. ,,
૧ ,, ,, ,, ઉદેરાય વિશ્નુરાય. મજમુન્દાર. ,,
૧ ,, ,, ,, કૃશ્નલાલ કુંજીલાલ. ,,
૧ ,, ,, ,, નાથુરામ મુલચંદ. ,,
૧ ,, ,, ,, વિશ્નુચંદ જીવચંદ. ,,
૧ ,, ,, ,, વિજેરાય રવીકરણ. ,,
૧ ,, ,, ,, મણિશંકર મગનલાલ. ,,
૧ ,, ,, ,, રતનલાલ માણકલાલ. ,,
૧ ,, ,, ,, દુર્ગાશંકર રામશંકર. ,,
૧ ,, ,, ,, લાલશંકર ઉમિઆશંકર. ,,
૧ ,, ,, ,, નિલકંઠ મુલચંદ ,,
૧ ,, ,, ,, ડાહ્યાલાલ વાડીલાલ. ,,
૧ શેઠ મંગળચંદ કેવળચંદ. ,,
૧ મે.રા.રા. માધવચંદ હિરાચંદ, ,,
૧ શા. પ્રેમચંદ ચતુર. વિઠ્ઠલગઢ.
૧ ઠાકર નથુ ગગાજી. ,,
૧ મોદી કાળીદાસ લલ્લુ. ,,

૧ શા. હીરા મોતી. ,,
૧ શા. ભાણજી ગણજી. ,,
૧ મે.રા.રા. ગણેશ વિનાએક વહીવટદાર. ,,
૧ રા. રા. નારણ મોહનદાસ. ,,
૧ ,, ,, નાગજી ચતુર. ,,
૨ મે.રાણાજીદોલતસિંહજીલાખાભાઈ. અંકેવાલીયા
૧ કુમારશ્રી ગગુભા દેવિસિંવજી. ,,
૧ મે.રા.રા. પંડુભાઇ મકનજી
માહારાજા નારણદેવજી લાયબ્રેરી-
ના સેક્રેટરી. ધરમપુર.
૧ બાદરૂડીયા ગલાબજી હાથીજી અડપોદરા.
૧ મે. ખેતશી આલાદજી થાણદાર. સીથા ધ્રાંગધ્રા.
૧ મે.રા.રા. હરપતરામહરસુખરામ. ટયુટર. ધ્રાંગધ્રા.
૧ રીડીંગરૂમ સેક્રેટરી મે. છગનલાલ
હીરાલાલ. સાંયરામપુર.
૧ મે.રા.રા. દયાશંકર શવજી સેક. કચ્છ અંજાર
૧ ,, ,, ,, વિઠ્ઠલ જેઠાભાઈ. મેહેમદાવાદ.
૧ ,, ,, ,, ગોપાલલાલ પ્રભુલાલ. ,,
૧ ,, ,, ,, નથુભાઈ મોતીરામ. સિધપુર.
૨ ઠાકોર શ્રી તખ્તસિંહજી બહાદુર. સુદાસણા.

૧ પ્રિ. મિ. મહેશ્વર જેઠારામ. પાંચોટ.
૧ રા. રા. વલ્લભ મોતી. થાણદાર. જગડીયા.
૧ ,, ,, ,, જમીયતરામ ઘેલાભાઈ. ,,
૧ ,, ,, ,, મગનલાલ મોતીરામ. ,,
૧ ,, ,, ,, લલ્લુભાઈ દ્વારકાંદાસ. ,,
૧ શ્રીમંત યુવરાજ ફત્તેસિંહરાવ મહા રાજ ગાયકવાડ લાયબ્રેરીનાસેક્રેટરી ઉમીયાશંકર રૂદ્રેરામ. } સોનગઢ.
૧ મે.રા.રા. ઉમરશી લખમશીમાસ્તર.કચ્છઆવડા
૧ ,, ,, ,, મગનલાલ કાળીદાસ. ચાણસમા.
૧ ,, ,, ,, છગનલાલ મગનલાલ ,,
૧ ,, ,, ,, છગનલાલ ઉમીયાશંકર. ફી. પાદરા.
૧ વિરમગામ હરિવલ્લભદાસ. બાય. સે. વિરમગામ
૧ રા.રા. વ્યાસ હરગોવીંદ નથુરામ. મુખીયાજી. વિરમગામ.
૧ મે.રા.રા. બાલશંકર અભયશંકર. પં. જુનાગઢ.

મે. રા. રા. પાનાચંદ સુંદરજી જમીદાર. સુદામડા.
૧ મે. કુમારશ્રી સુરજમલજી લાખાભાઈ. અંકેવાળીયા.
૧ મે. રા. રા. જયચંદ મુળજી દેશાઈ રાજકોટ.
૧ મે. કુમારશ્રી દીપસિંહજી કેશરીસિંહજી. અંકેવાળીયા.
૧ મે. રા. રા. પંડ્યા નરશીલાલ છગનલાલ. વિસનગર.
૧ મે. રા. રા. હરિશંકર આદિત્યરામ વઢવાણ.

**સ્ત્રી વર્ગ તરફથી મળેલો આશ્રય.**

અખંડસૌભાગ્યવંતાં બાસાહેબ શ્રી
૧ રાવળા સાહેબ કુવરબાસાહેબ. } ધરમપુર
૧ ગંગાસ્વરૂપ વાંસદી આનંદ કુંવર બા સાહેબ. ,,
૧ ગંગાસ્વરૂપ રાવળાકેશર કુંવરબા સાહેબ. ,,

# સૂચના.

—⁂—

પ્રસિદ્ધકર્ત્તા તરફથી રચાઈ બહાર પડેલાં નિચે પ્રમાણે પુસ્તકો તૈયારછે. જોઇએ તેમણે વેલ્યુપેએબલ પારસલથી મંગાવી લેવાં.

કિમ્મત ટપાલ સાથે.

| | |
|---|---|
| જગદેવપરમાર નાટક.( જુજ કોપીછે. ) | રૂ૦—૧૩—૦ |
| કેશરીચરિત્ર. | રૂ૧—૧ —૬ |
| આત્મજ્ઞાન. | રૂ૦—૧ —૬ |
| મહારાણાનો મહિમા. | રૂ૦—૨ —૬ |
| ચાપોત્કટ. | હવેપછી. |

સરસ્વતિ મહાત્મ્ય ગુજરાતી ભાષાન્તર હવે પછી.

બં,બં, દ્રુતવિલંબિત રામાયણ રૂ૧-૮-૦હવે પછી છપાશે.

આ અપૂર્વ પુસ્તક છે.

લી. સેવક વિદ્વાનોનો

દશરથલાલ ગંગારામ વ્યાસ.

જ્ઞાનામૃત ઑફીસ, પાટણ.

તા. ક. ૧૧૦ મા પૃષ્ઠની પાંચમી લીટીમાં જયમલ છે ત્યાં જગમલ જોઇએ. તથા ૧ પૃષ્ઠે ૨ જી લીટીમાં કૃમાનુંયી છે ત્યાં ક્રમાનુંયાયી જોઇએ.

# સૂચના.

મહન્ત નારાયણભારથી વસંતભારથી તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| રસિક પ્રિયા | સસ્તિ કિમ્મત છે. | |
| કરૂણા વજ્રાયુધ નાટક | રૂ૦—૪—૬ | ટપાલ સહીત. |
| નિર્ભય ભિમવ્યાયોગ | રૂ૦—૨—૬ | ,, |
| પાર્થ પરાક્રમવ્યાયોગ | રૂ૦— —૬ | ,, |

દૂતાંગદ નાટક તૈયાર થાય છે.

વસ્તુપાળ ચરિત્ર, જૈન પ્રકાશમાં આવે છે.

શૂરવીર અમરસિંહરાઠોડ. બીજાને છપાવા હક આપ્યો છે.

ઉપરનાં પુસ્તકો પાટણમાં મહન્ત નારાયણભારથી વસંતભારથીને ત્યાંથી મળી શકશે. અગર મારે ત્યાંથી પણ મળશે.

લી. સેવક.

દશરથલાલ ગંગારામવ્યાસ

પાટણ.